યોગીની ચીત્ર વિનોદ માળા—માળા પહેલી. ડીટેક્ટીવ

# જાગતી જોત

અથવા

# ભૂતોનું ઘર.

લખનાર

પી. પી. યોગી—કુન્તનપુરી.



છપાવી પ્રગટ કરનાર

મોહનલાલ એચ. મહેતા.

48

સંવત ૧૯૬૯ સન ૧૯૧૩

# જાગતી જોત

અથવા

# ભૂતોનું ઘર.



## ભેદ પહેલો.



### ચમત્કાર.

અડધી રાતનો સમય હતો ચોતરફ શાન્તી ફેલાઈ રહી છે મંદમંદ વાયુ વહન કરી રહેલો છે આથી શહેરના શેરીઆમ રસ્તાપર ઝાંખા દીવાઓ બલી રહેલા છે અને શહેરની આડી અવલી શેરીઓમા દીવાને બદલે કાલો અંધકાર વ્યાપી રહેલો છે તેથી શહેરનો દેખાવ ખરેખર કાચી છાતીવાળાઓને કંપાવનારો લાગે તેવો હતો નજરને અજર કરી જોતા એક માણસ તો શુ પણ એક પક્ષી પણ નજરે પડતુ જોવામા આવતુ નહોતુ નભમંડળના ભુષણરૂપ-દીવ્યસ્વરૂપ-જગતના આભરણ રૂપ-તારા ગણો પોતાના ઝાંખા ઝાંખા પણ એકત્ર થયેના સર્વ તારા ગણોના સામટા પ્રકાશથી સકળ જગતને સુખકર અને શીતલમય અને પ્રકાશમાન બનાવવાનો મહા યત્ન કરી રહેલા હતા પરંતુ તેના આ સાત્વિક પરિશ્રમને જોવાવાળા શ્રધ્ધાવાન પ્રાણાત્માઓ આવા શાન્ત સમયે દ્રષ્ટીએ પડજ શાના ? આવા અમોલીક સમયનો આનંદતો આત્મજ્ઞાનિઓજ લુટે છે

આવી કુદરતની અલૌકિક ચમત્કૃતિની અદ્ભુત લીલા નિહાલનારાઓ અને તેમાજ આનંદ માનનારાઓ—તેમાજ પરમ સુખ સમજનારાઓ—આવાજ સમયને અમુલ્ય સમજે છે અને આવા શાંત સમયનો લાભ લેવાની ઇચ્છા રાખનારાઓજ આ જગતની માયીક અને ક્ષણભંગુર માયામા દ્રષ્ટી ન રાખતા કેવળ સુપક બનીને આ માણસાઈ જગતનો ત્યાગ કરી વનવગડામા રહેવાનુ સર્વોત્તમ અને કલ્યાણકારક સમજેછે પણ જેઓ આ જગતની જંજાલરૂપી જાલમા સપડાયેલા છે, તેની આધી વ્યાધી—ઊપાધીમા વીટલાઈ અનર્થ કાર્યો કરવામા ઘેરાઈ ગયેલા છે તેવા અધમ—દુરાચારી—અવીચારી પીશાચો આવા શાંત સમયનો દુરોપયોગ કરેછે વાચક ! તેનો તુ અનુભવ લેજે અને તેવો અનુભવ મેળવવાની ખરેખરે આ જગતરૂપી પાઠશાળા છે

માયાનાં લોભમાં લપટાયેલી દુનિયાને, પોતાની તાબેદારી ઊઠાવવાને માટે, પોતાની ઇચ્છાનુસાર વર્તાવવાને માયા પોતાની કરામીક સત્તાનો જાલીમ દોર ચલાવવાને શું કાંઇ બાકી રાખે છે કે ? માયાની આવી વીલક્ષણ પ્રકારની ખુબીમાથી જે પ્રાણાત્માઓ બચવા પામે છે તેજ પોતાનુ ખરૂં આત્મસ્વરૂપ ઓલખી શકે છે પણ જેઓ માયારૂપી રાત્રીના ઊપાશકો છે, અને તેનુ સેવન કરનારાઓ છે, તેઓ તો પોતાને મહા બલવાન સમજે છે. એટલુંજ નહી પણ ગતના રાજા તરીકેનુ અભિમાન ધરાવે છે, અને પોતાના પરાક્રમનો, બુધ્ધિનો, શકિતનો ઊપ્યોગ કરવા માટે પોતાના માણસાઈ ધર્મનો ત્યાગ કરી રાક્ષસરૂપ ધારણ કરે છે, એવા લુટારાઓ–ઠગારાઓ–ચોરો અને વ્યભીચારોને અધારી ગતના દુતોની ઊપમા આપવામા આવેલી છે, તે કોણ ના કહી શકશે ?

આ અધારી ગતનો લાભ લેનાર ત્રણ પુરૂષો પોતાનો વેષ બદલી પોતાના શરીરો ઊપર કેટલીક જાતના ભયકર હથ્યારો ધારણ કરીને એક અધારી ગલીમાથી બહાર નિકળ્યા, અને આડી અવળી નજરે જોતાં જોતાં એક અધારી ગલીમા પેઠા અને પ્રથમથી સકલ્પ કરી રાખેલી જગ્યાએ આવીને ઊભા થોડીએક ક્ષણ પોત પોતામા કઇંક વીચાર કર્યા પછી તેઓ એક પછી એક. એક ઘરની ઊપર ચડીને તે ઘરની અગાસીમા જઈ ચોતરફ નજર ફેકતા અને પોતાના મનમા કાંઈક વીચાર કરતા ઊભા હોય એમ તેઓની મનોવૃતી ઊપરથી જણાતું હતું

એટલામા આહાહા ! આ શુ ! આવા શાન્ત સમયને વખતે આવી ભયકર ચીસની સાથે એક ઘોર અવાજ કાને કયાથી અથડાયો ! શુ કોઇ પહાડ ફાટયો કે શું આસમાન તુટી નીચે પડયુ ! આ ભયકર અવાજ સાભળતાજ તે કાળામાથાના ત્રણે માનવીઓ ત્યાથી જીવ લઇને નાહઠા

અહાહા ! આ હુ મારી નજરે શુ જોઊ છુ ! ભયની કે મોતની નીશાની જોઊ છુ ! કે સાક્ષાત કાલના–મહા કાલના ભયકર સ્વરૂપને ખરેખરે તે કોઇ કાલ છે ! મહા કાલ છે ! કાલની ભયાનક મુરતી છે ! તે શા માટે, અને શા હેતુથી તે મારી સામે ડોલા ધુરકાવતી અને મ્હો વિકાશી, હાથી જેટલા લાબા દાતો બહાર કાઢી કેવી કચકચાવી રહી છે ! શીવ ! શીવ ! કેવી જબરી આફત ! કેવો ત્રાસદાયક હૃદય ભેદક દેખાવ ! શુ હુ આવા સમયને ભોગ થઈ પડવા માટે આ ઘરમા એકલો રહેવાનુ બીડુ ઝડપ્યુ ! શા આ દુનિયા સ્વાર્થની સગી છે ? અને તેજ પ્રમાણે મારા શેઠે પોતાના સ્વાર્થ માટે મારી શી દશા થશે તેનો કઈ પણ વીચાર કર્યો નહીં હોય ? કદાચ તે આ માટે જાણતો ન હોય તો કેમ તેને માથે આવો આપસ્વાર્થીપણાનો આરોપ મુકી શકાય ? નસીબ પલટે એટલે બધા

પલટે. જો મને પ્રથમથીજ આ બાબદને માટે જરા પણ શંકા હોત તો, શું હુ મારો ભોગ આપવાને તત્પર થાત ? હાય ! નસીબે ભુલાવ્યો છે ! હાય ! નસીબે ફસાવ્યો છે ! ઓ ! કમબખ્ત નસીબ ! આ વખતે તુ ક્યા પહાડની ખોહમાં ભરાઈ બેઠુ છે ! મારા શરીરમાના રૂધીરને ચુસી પાણી કરી નાખી નીરજીવ જેવો મને બનાવી દીધો છે ! હવે શુ કરવું ? ક્યાં જવુ ? આમાંથી ભાગી છુટવાનો શો ઉપાય શોધવો ! બસ ! આ આંખ બીજુ કાંઈ જોઈ શકતી નથી પણ કાલનેજ જુવે છે

ખુટી તે ખુટવાની છે, તુટી તેની બુટી નથી,
કરો કોટી ઊપાયો તો, તે તો ટળવાની નથી

મે તારો એવો મ્હોટો શો અપરાધ કર્યો છે જા ભાઈ ! એક વાર મારાથી થયેલા અપરાધને ક્ષમા કર ! હુ નિર્દોષ છુ ! પેટની વેઠ કરવા આવેલોછુ ! એકવાર મારાથી થઈ ગયેલા અપરાધને ક્ષમા કર ! નહી ક્ષમાં કર ! કરગરીને કહુ છુ ! હાથ જોડીને કહું છુ કે મને ભક્ષ કરી જઈશમા ! નિર્દોષનો નાશ કરવાથી તારા હાથમા શુ આવનાર હતુ ! તારો જેણે મહા અપરાધ કર્યો હોય તેને જઇને જો ! તેને જઇને તારૂ ડરામણું સ્વરૂપ બતાવ ! નથી માનવાનો ! નથી સમજવાનો ! ખચિત્ત તુ મારા પ્રાણ લઇશ !

આવી રીતે એક માણસ એક ઓરડામા સુતો સુતો બકવાદ કરી રહેલો છે તે ઘડીકમાં બકે છે, તો તે ઘડીકમા નાકના નસ્કોરા બોલાવેછે, તો તે ઘડીકમા ઠંડોગાર થઈ બકતો બધ થઈ જાય છે

વાચક ! ફરીને તે ત્રણે માનવીઓ ફરતા ફરતા પાછા તે જગાએ આવ્યા અને તે ઘરની અગાસી ઉપર જઈ, તે ઘરમા શુ બને છે તે જોવા માટે અગાસીના વચલા ભાગમા એક મ્હોટુ બાકોરૂ પાડ્યું.

એટલામા એક મ્હોટો ધડાકો થયો, અને તે ધડાકાની સાથે એક ગોળાકાર દડા જેટલો એક પથ્થર ઉડી તે સુઈ રહેલા માણસના ખાટલાની પાંગટે પડ્યો, અને બીજો અગાસીની વચ્ચે જે ખાડો પાડવામાં આવ્યો હતો તેની વચ્મા પડ્યો કે જેથી તે ખાડો હતો નહતો તેવો બની ગયો. તે જોતાજ તે ત્રણે પોતાનો જીવ લઇને જેવા ન્હાસવા જાય છે તેવોજ એક પ્રકાશ તેઓના મુખો પર પડતાજ તેઓના મુખો કાળા થઈ ગયા. આ બનાવ એક ચોથીજ મુરતી જોઈ રહી હતી વાચક ! તે મુરતી કોણ હતી તે આગળ જતાં તારા જાણવામાં આવશે.

પોતાના પગ આગળ દડા સરખો પથ્થરો પડતાજ તે માણસ ચમક્યો અને ચમકતાની સાથે તેના મોઢામાંથી એક કાલી ચીસ નીકળી ગઈ. અને તેની સાથે તે ગદગદીત કંઠે રડવા લાગ્યો કે, 'અરે ! અરે ! હજુર કરો !

જરા સબુર કરો ! ધીરજ ધરો ! મને નહીં મારો ! તમને જે જોઇએ તે લઈ જાઓ ! લુટી જાઓ ! હુ કોઇની પાશે કોઈ પણ પ્રકારની ફરીઆદ કરનાર નથી શુ મને એકલો ધારીને તું આ ઘરમા દાખલ થયોછે. ખચિત્ત એકલો છુ અરે મને બચાવો ! અરે બાપજી ! પ્રાણ ઉડી ચાલ્યા! ઉડતા અટકાવો !

આ કાલા માથાના માનવીનુ આવા પ્રકારનુ બોલવું સાંભળી તે ઘરની આસપાસ ફરી રહેલા તે અધારી રાતના તે ત્રણે દુતો પોતાના મનમાં કઈ સકલ્પ વીકલ્પ કરીને પાછા તે અગાસી ઉગર ગયા અને ફરીને બીજું એક કાણુ પાડયુ, અને પોતાના હથ્યારો છોડી અગાસીમા મુકી જેવા તેઓ એક બીજાના કાનમા વાતો કરવા જાયછે તેવોજ તેઓને એક એક તમાચો પડયો, અને તે તમાચાની સાથેજ તેઓ નાહીમ્તવાન બની પાછા નીચે ઉતરી ગયા, અને તેનીજ સાથેજ તેઓના હથ્યાર ગુમ થઈ ગયા, તે જોઈ એક નાજુક વ્યકની ખડખડ હસી પડી, અને પોતાના મનમા કહેવા લાગી કે, 'એવા નામરદોને ધીકાર હોજો '

આવી રીતે મોતના સપાટામા સપડાયેલો કાલા માથાનો એક માનવી પોતાના શેઠના ઘરના બીજા માલાની એક ઓરડીમા એક ભાગેલા તુટેલા ખાટલા ઉપર ફાટેલી તુટેલી એક ગોદડી પાથરી સુતો હતો, તે એકદમ થડકી, ભડકી, ચોકીને આક્રદ કરતો પોતાના ખાટલામાથી ઉડી બેઠો થયો અને કાપતા કાપતા પોતાની ઓરડીની અદર એકી નજરેથી જોવા લાગો ભયથી ભયભીત બનેલા આ માણસે ખાટલા ઉપર બેઠા બેઠા ઓરડીની અદર એકી નજરથી ઘણીવાર સુધી જોવા છતા તેની નજરે કઈ પણ ન પડવાથી તે પોતાના મનમાં કહેવા લાગો ક, 'આતો ખોટા ભણકારા વાગી રહેલા છે, નથી ચોર કે કોઈ મોર, નથી કોઈ ભુત કે પલીત ! તેમા ડરવાનુ કે મરવાનુ શુ હતુ તેમા ખાઈ જવાનુ શુ હતુ આતો મારી ખોટી ભ્રમણાછે, મિથ્યા કલ્પના છે, મનના તરગો છે જવા દો ! જે બનવાનુ હોય તેને બનવા દો ! એના પણ બે હાથ હશે, તો મારા પણ બે હાથ છે એ બે મારશે તો હુ એકતો મારીશ સામો આવીને મારવાનો હતોને તો પછી શું ડરવાનુ હતુ, આવી રીતે હીમ્મત હારી જવાથી શુ જીવ રહેવાનો હતો કે, આવી રીતે તે માણસ ફાવે તેમ બકતો જાય છે અને તેની આંખો વીચાતી જાય છે, અને તેની આંખો ઘેરાઈ જવાથી તે પોતાના ખાટલા ઉપર છતોપાટ થઈ પડયો

તે ત્રણે જણાઓને એક એક તમાચો પડવા છતાં તેઓ તે ઘરને તજી ન જતા, તેની પુરી શોધ કરવાનો ઠરાવ કરીને તેઓએ ફરીથી પોતાની શકતીનો પ્રયોગ અજમાવવા માટે જેવા તેવો તે ઘરના પાછલા ભાગની

પાછલ જઈ ઘરની ભીંત ફોડે છે તેવામાં એક જબરદસ્ત વ્યક્તી આવીને આ ત્રણેને પોતાની છાતી સાથે ડાબી બાજુએ આવેલા એક તલાવમાં ફેંકી દીધા. તે જોતાજ ફરીને બીજીવાર તે વ્યકતી ખડખડ હસી પડીને 'પોતાના મનમાં કહેવા લાગી કે, અરેરે ! આ ચીભડા ચોર મુરખાઓની શી ગતી થશે. અહીંઆતો કાતીલોનું કારખાનુંછે'

વાંચક ! પાછો ફર, અને તે ઓરડીમાં સુતેલા માણુની હવે શી દશા થાય છે અને તે ઓરડીમાં કેવા કેવા ચમત્કારો બને છે તે તુ જો !

તે ખાટલા ઉપર સુતેલા માણુસની ઓરડીના બારણુા બંધ હતા, તે બારણુા પોતાની મેળે આપોઆપ એક મ્હોટા ધડાકાના કડાકા સાથે ઉઘડી ગયા, જેનો અવાજ તે માણુસના કાનના પડદા ફાડી આરપાર નીકળી જતા તે માણુસના મોઢામાથી એક કારમી ચીસ નિકળી ગઈ અને તેના તે ભયથી તે ભયભીત બની જઈને તે થર થર કાપવા લાગો અને કાંપતા કાંપતા શરીરે તે પાછો પોતાના ખાટલા ઉપર ઉઠીને બેઠો અને પોતાની ઓરડીના દરવાજા તરફ તાકી તાંકીને જોવા લાગો જોતાં જોતાં તેની નજર તે ઓરડીના બારણુા ઉપર સચોટ ચોટી ગઈ, છતા પણુ તેના જોવામાં કઈ પણુ ન આવવાથી તેના હ્રદય ઉપર ભયના ધબકારા પડવા લાગા, અને તે ધબકારાથી તે અરધ મુવા જેવો થઈ ગયો અફસોસ ! આ શુ ! આ હું શું જોઊંછુ ! પ્રાણુનો કોળીઓ ગલનારને કે, મારા શેઠનો લાખો રૂપીઆનો ખજાનો લુટી લઈ જવાને આવેલા હરામખોરોની સુકતીને જોઊં છુ નસીબ ! તુ બચાવે તો બચું, નહીતો બચવાનો નથી તો પછી હું કોને દોષ દઊં. આવી રીતે તે ફડફડતો અને બડબડતો એક ક્ષણુ દીગમુંઢ જેવો બની ગયો.

આ ઓરડીના વચલા ભાગમા એક ન્હાનુ સરખું ઝુમર ટાંગવામાં આવેલુ હતુ, તે ઝુમરમાથી ઝાખો ઝાંખો પ્રકાશ પડતો હતો, જેવી રીતે પવનના ઝપાટાથી મ્હોટા મ્હોટા ઝાડો ખડખડ હસવા મડી પડે છે, પણુ આતો વગર પવને, બીજા કોઈજ પ્રકારથી આ ઝુમર નાચવા લાગ્યું, અને ધીમે ધીમે તે નાચતુ ગોલાકાર ફરવા લાગ્યુ, અને તેથી તેમાનો બલતો દીપક ઉચો નીચો થવા લાગો, અને તે હવણાજ પૃથ્વીના પટ ઉપર પડી પૃથ્વીને ભસ્મ કરી નાખવાને ઊધ્યત કેમ બન્યો ન હોય તેવી રીતે પોતાનુ સ્વરૂપ ધારણુ કરતો જતો હતો, હજી તો આ તેની વીસ્મય પમાડનારી ક્રીયા પુરી થઈ નથી એટલામાં તેણે પોતાની બીજી ક્રિયાનો અદભુત પ્રયોગ શરૂ કર્યો. તેમાંથી મ્હોટા મ્હોટા ભડકાઓ નીકલવા માંડયા અને તે ભડકાઓથી તે ઓરડી સલગી ઉઠી કેમ ન હોય એવો દેખાવ થઈ રહયો. આ દેખાવ જોતાજ તે માણુસ પોકારી ઉઠયો કે, 'હાય ! હવણુા મને બાળી ખાખ કરી નાખશે. મારે ન્હાસી જવું !' આવી રીતે વીચાર કરી તેણુ એકદમ

પોતાના ખાટલા ઉપરથી કુદકો મારીને, ન્હાસી છુટવા માટે, પોતાની ઓરડીના દરવાજા તરફ ચાલ્યો, હજી તે ઓરડીના દરવાજા સુધી પહોચ્યો નથી, એટલામાં તે ઓરડીનો દરવાજો ધુ ધુ કરતો એકદમ બધ થઈ ગયો તે બધ થઈ ગયેલો જોતાજ પાછી તેની હીમ્મત તુટી ગઈ, નાઉમેદ બની, બાહુક જેવો થઈ ત્યાંને ત્યાંજ સ્થભ થઈ ગયો. અને ધડકતી છાતી ઉપર હાથ મુકીને મનમા કહેવા લાગો કે, 'આ કેવો વીચિત્ર ચમત્કાર છે આગના ભડકા તે શુ ? દરવાજા એકદમ બધ થઈ ગયા તે શુ ? તે કઈ કલ્પશકાતુ નથી ? જો ચોરો માલ લઈ જવા માટે ઘરમા દાખલ થયા હોયતો તે માલ લઈ જાય ? પણ આગ શા માટે લગાડે ? એમ કેમ કહી શકાય? ખચિત્ત આમાં કાંઇક ઉંડો ભેદ સમાયલો હોય એમ મને લાગેછે ખેર બનવાનુ હશે તે બનશે લખાયેલા લેખ ટલવાના નથી રામ બચાવશે તો બચીશ'

આવી રીતે તે લવારો કરી રહેલો છે, એટલામા તેને એક એવો જમ્બરો આચકો લાગો અને તે લાગતાની સાથેજ તે જમીનપર ચટોપાટ થઇ પડયો અને હાથપગ ઘસવા મડી પડયો એટલામા એક ઝેરી વિક્રાલ બીલાડો આવી તેની છાતી ઉપર ચઢી બેઠો, અને પોતાના બે પગના પજા તેની બે આખો ઉપર ધરી ધુરકવા લાગો પોતાનો કાલ પોતાની છાતી ઉપર ચઢી હવણાજ આખો ખેચી કાઢશે તે જોતાજ. તે એકદમ બેભાન બની ગયો, તે આવી બે ભાન અવસ્થામા હોવા છતા મનમાં ને મનમાં મનને ઠપકો દેવા લાગો કે, 'હે મન ! તુ મહા લપટ છો ! તુ મહા ઠગ છે ! ઠગનો ઠગ છે ! મારી ઇચ્છા ન્હોતી, અહીઆ એકલો રહેવા માટે જીવ સાફ નારાજ હતો, તે જીવને લલચાવી, ભમાવી, અનેક પ્રકારની આશાઓ બતાવી તેઅને ફસાવ્યો છે અને ફસાવ્યા પછી તુ તારા સ્થાનમા ભરાઇ બેઠુ છે તુ ખરેખર મહા દગાખોર છે ! તુ ખરેખર જીવાત્માનો કટો દુશ્મન છે ! તુજ તેને લલચાવે છે ! મોહ ફાસમા ફસાવે છે ! અને પછી તુજ તેની હાંસી કરે છે, તુજ તેને હસાવે છે, રડાવે છે, ભટકાવે છે, પરાધીન બનાવે છે તારા આવા યુકતિદાર લક્ષણો ઉપરથી હવે મારી પુરેપુરી ખાત્રી થઇ છે કે, તુને વશ ન થતા તનેજ વશ કરવામાજ જીવાત્માનુ કલ્યાણ છે, નહી તો નથી કેમકે.–

'તૃષ્ણા રૂપી વાસનામા જાય છે જીવ લટકી,<br>
તે મુકી મુકાતી નથી, રહેછે ગળે અટકી<br>
તે પૂર્ણ કરવા કાજે, રહેછે ચક્ષુઓ ફરકી,<br>
તે પુરી ન થતાં સુધી, ચીત્ત જાય છે અટકી.

તેની તે લેહ લાગવાથી, જીવ જાય છે ફટકી,
કંઈ સુઝ પડતી નથી, કેમ જવું હવે છટકી
કાલ પકડ્યો છે પુઠે, કેમ જવા દેશે સટકી,
જોગીતો ડરતો નથી, એવા ભયથી ભડકી,
અજર અમર અલખની રહીછે ઘટમાં માલા ખટકી
સેવે સદા જે અલખને, તે ન રહે કયાંય અટકી.'

આવી રીતે તે માણસ મનમાં ને મનમા પોતાના ઉદ્ગારો કહાડી રહે લો છે, તેની આંખો ફાટી ગઈ છે, તેનુ સર્વાગ ઠઠ્ઠુગાર થઇ ગયું છે અને શ્વાસો ઉપર ખેચી રહેલો છે એટલામાં એક પાછો દડા સરખો પથ્થરો તે બીલાડા ઉપર પડવાથી તે બીલાડો ત્યાને ત્યાંજ અલોપ થઇ ગયો.

### આ તરૂણી કે રાક્ષસણી ?

વાંચક ! હવણા આ માણસને આ ઘરનો અનુભવ લેવા દે અને તું મારી પાછલ આવ. ઊપર જે વ્યકતી માટે તું વાચી ગયો છે, તે વ્યકતી કોણ છે તે તને બતાવું

આ વખતે રાતનો રંગ કાળો હતો, અને તે કાલા રંગની છાયા સર્વત્ર ફેલાઇ જઇને સર્વત્રનો કાલો રંગ બનાવી મુકયો હતો આ રંગમાં પોતાનો રંગ મેલવનાર એક સોલ વર્ષની સુંદરી, જેણીનો ચોટલો પગની પેની સુધી લટકી રહેલો છે, કપાલમા કાલી મસની આડ તાણેલીછે, કાજલથી આંખ આંજેલી છે, સોનેરી કોર વાળી કાલી સાડી અને કાલા મખમલની ચોલી પહેરેલી છે, એક હાથમાં ત્રીશુલ અને બીજા હાથમાં ભાલુ રહી ગયેલું છે, તે પોતાના ઘરમાથી બહાર નીકળી, અને જે તલાવમા જે ત્રણોને એક ભયંકર વ્યકતીએ ફેંકી દીધા હતા હતા, તે તલાવમાં એકદમ કુદકો મારી તલાવની નીચે જઈને એક થેલો લઇ ઉપર આવીને તે થેલો છોડી તેમાંથી એક કાલો ઝભો કાઢી પહેરી લીધો, અને પહેરેલા લુગડા ઉતારી તે થેલામાં બાંધી તે થેલાને પાછો તલાવમા ફેંકી દઈ આગલ ચાલી

આ વખતે તે ત્રણે આ તલાવની આગલ ઊભેલા એક મ્હોટા ઝાડ ઉપર ચહડી બેઠેલા હતા તે આ તરૂણીને જોતાજ નીચે ઉતરી તેની પાછલ પડયા પણ તે કયાં ગઇ તેનો તેઓને પતો ન લાગવાથી તેઓ નીરાશ થઇ પાછા તેજ ઝાડ ઉપર ચડીને બેઠા

તે તરૂણી એક વીફરાયેલ સીહણની પેઠે કુદતી કુદતી એક ભયંકર જંગલની બીહામણી ઝાડીની અંદર દાખલ થઇને એકબાર કર્યો, તે બારનો કંઈ જવાબ ન મલવાથી બીજો બાર કર્યો, તે બાર થતાની સાથેજ એક હબસી જેવો તરૂણ માણસ દોડી આવ્યો અને કહેવા લાગો કે, 'શું શીકારે ચહડવાનું છે કે ?' 'તે તરૂણીએ કહ્યું કે, 'બસ ! મને વધુ કંઈ ન

પુછનાં એકદમ મારી પાછલ ચાલ્યો આવ.' એટલું કહેતાની સાથેજ તે બંને ત્યાંથી નીકલી સુસવાટની પેઠે કુદતાં કુદતાં ચાલ્યા અને જે ઝાડ ઊપર જે ત્રણે બેઠેલા હવા તે ઝાડથી પચાસ પગલા છેટા ઉપર આવી તે બંને વ્યકતીઓ અટકીને તે તરૂણી પોતાની સાથે આવેલા હબસી સરખાને પુછયું કે, 'કેમ મેખનાથ ! એટલામા નીચે કે ઊંચે કોઈ ગણુ વ્યક્તીઓ તારા જોવામાં આવેછે?' તેણે કહયુ કે, 'હા, આપણી નજરે તરી રહેલા ઝાડના વચલા ભાગ ઊપર કોઇ ચીભડાચોરો બેઠેલા હોય એમ મને લાગે છે ' તે તરૂણીએ માથુ હલાવીને કહયું કે, 'તો પછી જોય છે શુ ? એક બારની સાથે તેને ત્યાથી ઊરાડી મુક ' તે સાંભલતાની સાથેજ એક બાર કર્યો આ બાર થતાની સાથેજ તે ત્રણે ચીભડાચોરો તે ઝાડ ઊપરથી ઊતરી ત્યાંથી પલાયન થઈ ગયા તે જોતાજ આ બંને મુરતીઓ એકમેકના હાથમા હાથ નાખી દોડયા અને તે તલાવમા પડી, તલાવમા ગુમ થઈ ગગા.

પણ તે ચીભડાચોરો પણ કંઇ કમ નહોતા, તેઓ પણ આ વખતે મરણીઆ થઇને ત્યાને ત્યાજ ફરતા હતા, અને આવી રીતે પોતાને કોણ ? અને શામાટે હફાવી રહેલ છે તે ગુપ્ત રહેલી વ્યકતીને જોયા વગર, અને તેમ કરવામાં તેનો શું હેતુ છે તે જાણ્યા વગર પાછા નહી ફરવાનો દ્રઢ ઠરાવ કરીને તેઓ પાછા તે ઘરની પાછલની ભીતની અંદર ત્રણ ત્રણ હાથને છેટે ત્રણ મ્હોટા કાણા પાડી તેમા માથા ઘાલી અંદર શુ બને છે તે જોતા ઊભા પણ પાછલથી શી દશા થશે તેનો તે ચીભડાચોરોએ મુદલ વીચાર કર્યો ન્હોતો તેઓતો એમજ ધારતા હતા કે આ ઘરમાના ખજાનાના અમેજ ભોગતા થઈશુ, પણ તેઓની ધારણા પાણીના એક પરપોટા સમાન હતી



વાંચક ! જે ઝાડની ઉપર જે ત્રણ ચીભડાચોરો ચઢી બેઠા હતા, તે ઝાડ બહુ મહોટુ હતું અને તેની અનેક ડાખળીઓમાંથી બીજી અનેક ડાખળીઓ ફુટી નીકળીઓ હતી અને જો રાતની વખતે તે ઝાડની ઉપર હજારો માણસો ચઢી બેઠા હોય તો તે કોઈ જોઈ શકે નહી. તે ઝાડના થડની નીચે એક જબરી ગુફા હતી, તે ગુફાની અંદરથી ભુતપતી વેતાળ રાજાની પાળખી નીકળી જેનું ચીત્ર ઉપર આપવામાં આવેલું છે, વે તે જોયેલુ છે. તે સ્વારી ત્યાંથી નીકળી એક જંગળમાં જઈ ગુમ થઈ ગઈ. એટલામાં તે તળાવમા જે બે મુરતીઓ પડી ગુમ થઈ ગઈઓ હતી તે ભયંકર મુરતીઓ ભયંકર સ્વરુપ ધારણ કરીને તે તળાવમાંથી બહાર નીકળીને જે ઘરની ભીતની અંદર પાડેલા બોકારામા માથા ઘાળી ઉભેલા તે ત્રણેને કમ્મરમાથી પકડીને તે ગુફાની અંદર ઘસડી ગઈઓ અને તે ત્રણેના આખા શરીરને કાળા રંગથી રંગીને સાક્ષાત અરબસ્તાનના હબસી જેવા બનાવીને તેની છાતી અને તેના વાંસા ઉપર ભયંકર દેખાવો વાળા ચીત્ર પાડીને તે ત્રણેને તે ગુફાની બહાર કાઢી તે ત્રણેને ત્રણ ત્રણ ફટકા ફટકાવીને ત્યાંથી હાંકી કાઢયા. આતો શેરને માથે સવાશેર મળ્યા જેવું સમજીને પોતાના મનમાં બહુ પસ્તાવો કરતાં કરતાં પોતાનો રસ્તો લીધો. આને આવી રીતે એક અંધારી ઝાડીમાં દાખલ થતા જોઈને તે તરૂણી અને તેની સાર્દના સેતાન ત્યાંથી નીકળીને તે ઘરના બારણા આગળ છુપાઇને ઉભા વાચક ! હવે તું આ બે ભયંકર મુરતીને આ ઘરની આગળ રહેવા દઈ મારી સાથે પાછો ફર, અને તે માણસની શી દશા થાય છે તે તું જો.

આ સમે આ જાગતીજોત સ્થાનના બીજા માલની ઓરડીમાં આગ સળગી ઉઠેલી છે, અને તે આગની અંદર તે માણસ ઘેરાઈ જઇને આકૂળ વ્યાકૂલ બની ગયો છે, એટલામાં એક અવાજ નીકળી તેના કાનના પડદા ફાડી કહેતો ગયો કે, 'ઓ મુંઢ મતીવાળા મુરખ માનવી !, તને પ્રથમથી ચેતાવવા છતાં, ન ચેતતાં, તું શા માટે આ ઘરમાં રાતે રહ્યો ? શું આ તારા બાપનું કે તારા ભગવતચંદ્રના દાદાનું ઘરછે ?' ન માન્યું તો આપ તારા પ્રાણનો ભોગ ! હવે તારા સરજનહારનું સ્મરણ કરી લે, તે સીવાય તારો બીજો છુટકોજ નથી. ઓ ગમાર ! તારી હીંમત, શક્તી, બહાદુરી, ક્યાં ગુમ થઈ ગઈ ! આ અવાજના બાણ સમાન શબ્દો સાંભળતાજ તે આ ભયાનક દેખાવોનો અનુભવ લેનાર માણસની વીંચાઈ ગયેલી આંખો ધીમે ધીમે ઉઘડતી ગઈ, અને નજર ફેરવીને જોયુ તો, નથી આગ કે, નથી આગના ભડકાઓ. ઓરડીમાં કોઈ નથી, સરવે સહી સલામતછે: આહાહા ! આ કેવી અજાયબી ! આવી જીવ લેણ અજાયબીમાં ગરકાવ કરી નાખનાર એવી મહા ભયંકર મુરતી કોણ હશે ? તે શા માટે મને ડરાવી રહી હશે ? ઓ ભયંકર

મુરતી ! જો તારામાં શક્તી હોય, જો તારામાં બળ હોય તો, સંતાતી કેમ ફરે છે ! સ્વરૂપ કેમ બદલાવે છે ? કર હથ્થયાર ધારણ, ને આવી જા સન્મુખ ધીકાર છે તારી આવી નીચ યોનીને ! યાદ રાખ ! કે તે આ ઘરમાં આવી રહેનારાઓના આવી રીતે ભોગો લીધા હશે, અને તેની સાથે મારો પણ લઇશ. પણ મારો ભોગ લીધા પછી તારો નાશ કરતા પણ આ ઘરમાં આવી ચઢશે ' આવી રીતે તે બેફામ બનેલો માણસ, પોતાની બેશુધ્ધીમાં ફાવે તેવી રીતે બકી રહેલો છે, બકતાં બકતાં તેની નજર ઓરડીમાં ફરવાથી તે પહેલાં જોવામાં આવી ગયલા બનાવના સબંધમાં ફરીને તે વીચાર કરવા જતાં તેને આ વખતે આ એક સ્વપ્ના સમાન ભાસતુ હતુ તેની નજર તે ઘરની ઓરડીના ઉપલા ભાગની ઉપર જઇમે ચોટી હતી, જે તેને આગળ પોતે દાવાનળથી પ્રજલ્લીત જોઇ ચુકો હતો, અને પછી તેની નજર ત્યાંથી ઉખડીને તે પ્રકાશમાન દીપક ઉપર ચોટી, જે તે વખતે મહોટા ઝીઓરાની પેઠે ઝુલી રહેલો હતો, અને જેમાથી મહોટા મહોટાં આગના ભડકાઓ નીકળીને ઓરડીના ઉપલા ભાગને બાળી ભસ્મ કરી નાખતું કેમ નહોય એમ તેને લાગ્યુ પરંતુ આ વખતે તે ઘટનાના સબંધમાં તેને એકબી ભયંકર ચીન્હ જણાયુ નહી જ્યારે તેને પહેલાની ઘટનાની સાક્ષીમાં કાંઈ પણ નીશાની ન મળવાથી તે ભયભીત બની પોતાના મનમાં કહેવા લાગો કે, 'હે ભગવાન ! તુ ઘટ ઘટ વ્યાપક છો, તુ સરવેનો દ્રષ્ટા છે, તુ સર વેનો ન્યાયધીશ છો, તું સરવેનો ન્યાય કરતા છો, તારી સત્તા જબરી છે, તે તારી સત્તાની અંદર મારો ભોગ લેવાને તલ્પી રહેલી તે ભયાનક મુર તીની શું તુ ખબર નહી લઇશ કે ? તારી સત્તામાં આટલો બધો કાળે કેર ! પ્રભુ ! અરે પ્રભુ ! જેવી તારી ઇચ્છા ! હુ તો તારી ઇચ્છાને આધીન છું. કેવો અદભુત ચમત્કાર ! જે આખેથી મે જે દેખાવ જોયો હતો, તે આં ખેથી ફરીને જોતાં તે દેખાવ જાણે બન્યોજ ન્હોતો તેનુ કારણ શું ! તે શોધવા જેટલી શક્તી મારામા રહી નથી ' આ માટે તે નીરાશ થતો અને હાય નાખતો તે પોતાની ઓરડીની બહાર નીકળીને તે સંબધી પોતાના વીચા રોનુ પુષ્ટીકરણ કરવા લાગો, તોપણ તે વખતે તેના ચીત્તનુ સમાધાન નહી થવાથી તે ડચકા ભરતો ભરતો અને હાથપગ પછાડતો પછાડતો, ઘરના દાદરા તરફ જાવા લાગો જતા જતા તે મનમાં કહેવા લાગો કે, 'બસ ! હવે ભય રાખવો ફોકટનો છે, ઘેરાયેલુ વાદળ વીખરાઈ ગયું છે ચાલ જીવ, ઝટપટ બહાર નીકળી જા.' આવો તે વીચાર કરીને તે જેવો ઘરના દાદરા ઉપર પગ મુકવા જાય છે તો તેને એમ લાગ્યુ કે ખચીત્ત કોણે મારી પુઠ પકડી છે, તે પકડનાર કોણ હશે ! શા માટે પકડી હશે ? મને પાછો પકડી, પટકી પાડવા માટે તે મારી પુઠે તો નહી પડયો હોય ! તે તેણે પોતાની આસપાસ

ટાંકીને ટાંકીને જોવા છતાં તેના જોવામાં ન આવતા, પણ તેનું ઠંડુ થતું જતું અંતકરણ અને તેના શરીરના શીથીલ પડતાં જતાં અવ્યવો તેના જાણુવામાં આવવાથી તે જો કે આ વખતે શક્તીહીણુ બની ગયો હતો, છતાં તે બલાત્કારથી ફરીને તે જરા આગળ વધ્યો, એટલામાં તેની સાથેજ ફરીને કોઈના પગના પગલાના પડતા પડધાએ તેને ચમકાવી દેવાથી તે મૃતપ્રાય જેવો બની જઈને ત્યાને ત્યાજ ચોટી જઈ પાછું ફરીને બહુંવાર સુધી તે એકી નજરે જોતો ઉભો એટલામા દાદરા ઉપરના એકાદ પગથીઆ ઉપર ઉભેલી એક ભયકર મુરતીને તેણે જોઈ તે જોતાજ તે પાછો જરા હીમત રાખી જોરથી પોકારી કહેવા લાગો કે, ‘અરે દુષ્ટ ! આવી રીતે છલકપટથી કેમ ડીબાવે છે ? કા તો પ્રાણુ હરી લે અને હરવાની તાકાત ન હોય તો સામે આવી તારૂ બળ બતાવ ! પણુ ગેબી માર ન માર આવો ભયભીત બનાવ નારો અને હાડગાત્રને ગાળી નાખનારો ચમત્કાર ન બતાવ’ આવી રીતે તે બકી રહેલાની આંખો પર તે ભયકર મુરતીનો પડછાયો પડતાજ તેની આંખો અંજાઈ જતાજ તે ખુબ કાપવા લાગો, અને આ પહેલા જે જે બનાવો તેના જોવામાં આવી ગયા હતા તેનુ ફરીને સ્મરણુ થતા તેના રૂવાટાં ઉભા થઈ ગયા અને તેથી તેનુ આખુ શરીર કપી ઉઠવાથી તેની હીંમત પાછી તુટી ગઈ, છતાં તેના છટકામાંથી છટકી જવાની કંઈક ઉમેદ થવાથી, તે જેવો દાદરાના પગથીઆ કૂદવા જાય છે, તે જોતાજ તે કાળી સીકલ તેની આગળ નીકળી જઇને તેની સમીપ આવીને ઉભી, અને પોતાની તરવાર ખેચીને તેને ત્યાજ ઉભો રહેવાની ઈસારત કરી આ ઈસારત થતાજ તે માણુસ ચમકી ગયો, અજાયબીની વચ્ચે તે બોલી ઉઠયો કે, ‘અરે નીચ ! શુ હુ વગર હથ્યારનો છુ, તે જોઇને તે તારી તરવારને મારી સામે રાખી છે જો આ વખતે મારા હાથમા એકાદ કટાયેલુ હથ્યયાર હત તો, તને મારા બલનો ચમત્કાર બતાવત જો તારામા તાકાત હોય, અને મારી તાકાતનો અનુભવ મેળવવો હોય તો મુકી દે તારી તરવારને !’ આમ કહેતાની સાથેજ મોતને ખોળે માથુ મુકીને તેની તરવારને પકડી પાડવા માટે તેણે એક જબરો કુદકો માર્યો. કૂદકો મારતાની સાથેજ તે ભયાનક મુરતીએ આ માણુસને પોતાની બાથમા ઘાલી લીધો, અને આ બને મુરતીઓ મલ્લોની પેઠે લડવા લાગીઓ. લડતાં લડતાં તે માણુસને નીરબળ બનાવી નાખીને તે પીશાચે તેને પોતાની ખાંધ ઉપર ઉચકીને દાદરા ઉપર લઇને જઇને પટકીને અલોપ થઈ ગઈ અને નીચેના બંધ કરવામાં આવેલા બારણા એકદમ ઉઘડી ગયા. તે જોતાજ તે બહાર ઊભેલી એ બદબલા ઘરની અંદર દાખલ થઇને તે ઘરના ઊઘડી ગયેલા બારણાઓને બંધ કરી દઈને, તે ઘરના એકાદ ખુણામાં ભરાઇને બેઠી.

દાદરાની ઉપર પડતાજ તેના હાડકા પાંસરા ખોખરા થઈ ગયા, અને કેટલીકવાર પછી પોતાના બને પગો ઉપર બને હાથો મુકીને ઉભો થયો, અને ધીમે ધીમે આગળ ચાલીને જરા નીચે વળીને જોયુ તો ઘરના બારણા બંધ થયેલા જોતા તેની અજાયબીનો પાર રહયો નહી હજી તે બરાબર સુધીમા આવ્યો નથી, તેટલામા તે ભયાનક મુરતી પાછી તેની સમીપ આવી અને પોતાની તરવારવાળો હાથ ઉંચો કરી ઉભી રહી તે જોતાજ તે અધ મુવો થઈ તેના સપાટામાં સપડાઈ ગયો અને તેની ભયકર તરવારના વીસ્મય પમાડનાર દેખાવને જોતાજ તે માણુસ ધરતી માતાને નવ ગજના નમસ્કાર કરતો નીચેની ધુળ છાટતો પડયો, પડતાની સાથેજ તેના મુખમાંથી અનાસુરતીએ એક ત્રાસદાયક ને કંપારી છુટે તેવી ભયાનક ચીસ નીકળી ગઈ અને તે ભયથી તે બીહામણી અને પ્રાણહારી મુરતી તરફ ટાંકી ટાકીને જોવા લાગો એટલામાં તે બદબલા તેની આગળથી ગુમ થઈ ગઈ પોતાંની આવી અપદશા કરનાર તે બદબલાને પોતાની નજરથી દુર થયેલી જાણીને તે ઉંડો નીશ્વાસ ખેંચીને મનમાં કહેવા લાગો કે, 'બીજાઓનુ ન માનવાથી આવુ પરીણામ આવ્યુ છે. તો પછી આમાં બીજાને શુ દોષ દેવો આ ઘરમા રાત રહેતાં મારી દશા બની હશે તે મારો શેઠ શુ જાણી શકવાનો હતો અને આ રકતહારીણી મુરતી મારૂ લોહી ચુસી લઈ મારા આ દેહરૂપી ખોખાને કયાય ફેંકી દેશે તો તેથી મારા શેઠને શી ખોટ જનાર હતી ? હુજ આ દુનાઆને તજી જઈશ, તેમા બીજાઓને શુ રડવાનુ હતુ ? ચાલ જીવ, શુ જોય છ, ભગાયતો ભાગી છુટ, હજી ભાગવાની આ છેલ્લી ઘડી છ, તે ઘડી ગઈ તો પછી થઈજ ચુકયુ સમજજે' આવી રીતે તે ફાફા મારતો ધીમે ધીમે તે જગેથી ઉભો થઈ જેવુ પગલુ આગળ ભરવા જાય છે તેવોજ તે ત્યાંને ત્યા બેસી જાય છે, વળી પાછો ધીરજ રાખી બેઠો થઈ દાદરા તરફ જ[illegible] [illegible]કળ્યા આડુ અવળુ જોતા આસ્તે આસ્તે દાદરાના બે પગથીઆ ઉતર[illegible] જે પગથીએ પગલુ રાખવા જાય છે તેવુજ તેના જાણવામાં આવ્યુ કે, [illegible] એવો એક હાથ જે બરફના ટુકડા કરતાં પણ બહુ ઠંડો છે તે પોતાના મસ્તકને પકડીને ખુબ જોરથી ખેંચી રહેલો છે, અને તે ખેંચાતો ખેંચાતો પાછો ઉપર આવ્યો અને પાછુ ફરીને જેવો તે જોવા જાય છે તેવુજ તેનુ માથુ તે બરફવાળા હાથમાથી છુટી ગયુ તે બરફવાળા હાથના ચમત્કારથી તે ખેંચાતો ખેંચાતો પોતાની ઓરડીમા દાખલ થઈ, ઓરડીના બારણા બંધ કરી પોતાના ખાટલામાં ઉંધુ ગોદુ મારીને પડયો. હજી ખાટલામા પડવાને ઘણી વાર લાગી નથી એટલામા એક ભયકર તડાકાના ઘોર અવાજની સાથે તે ઓરડાના બારણા તુટી બીજી બાજુંએ જઈ પડયા, અને તેનીજ સાથેજ તેની આખો પણ ભયથી કંપી રહેલા શરીરની બીજી બાજુએ ફરી ગઇ. તો તે શું જુવે છે ! મ્હેટા મ્હોટા ભયકર ભુતાવળોનો નાચ. આ ભુતો અને આ ભુતડી

ઓનો ભયાનક અને ભયરૂપી ખાડામાં ખેંચી જનારો નાચ જોતાજ તે માણસ પોતાના બીછાનામાં ઠંડોગાર થઈ પોતાના મનમાં કહેવા લાગો કે, 'આ ભુતો અને આ ભુતડીઓ જે તરવારો અને ખંજરોનો વીચીત્ર પ્રકારનો નાચ કરી રહેલા છે તે શુ મારો ભોગ લીધા વગર અહીથી ખસનાર છે કે ?' આ પ્રમાણે તે ઉંડો શ્વાસ ખેંચતો જાય છે, એટલામાં એક મોટો ધડાકો થયો અને તે ધડાકાની સાથેજ ભુતો સહીત ભુતોનો નાચ અલોપ થઈ ગયો, અને તેની સાથેજ આ માણસ પણ ઠંડોગાર થઈ ગયો.

## ખુન અને લુટ.

આ સમે આશા અને નીરાશાની વચ્ચે ભીષણ યુધ્ધ થવા લાગું, જીવન આશા આ માણસને વાર વાર ધીરજ આપી રહી હતી કે ગભરાઈશમા પ્રાતઃકાલ થતાજ, તારી સઘળી આપદાઓ દુર થઈ જશે, અને તુ આ જાગતી જોત અને આ ભુતોના ઘરમાથી વગર જોખમે છુટી જઈશ, પરંતુ નીરાશા વાર વાર આશાનુ ખંડન કરીને બતાવી રહી હતી કે, જો, આ 'ભુતોના ઘરમાં'થી તુ કદાપી જીવતો જઈ શકવાનો નથી, આ ઉપર, જયારે આશા તેને ધૈર્ય ધારણ કરાવવા ચાહે છે તો, નીરાશા સંપૂર્ણ ભયદાયક ઘટનાઓનુ સ્મરણ કરાવીને ધૈર્યને દુર નસાડીને, તેની ઉપર પોતાનો અધીકાર જમાવતી જાય છે, જેથી તે પોતાના જીવનથી નીરાશ થઈ જમીનપર પડવાનો હતો એટલામાં આગના ઉડી રહેલા ભડકાઓ તેની નજરથી અંતરધ્યાન થઈ જવાથી તેના હૃદયમાં ફરીને આશાનો સંચાર થવાથી તે આકાશ તરફ નજર કરી પાછો તે પોતાની ઓરડીની બહાર આવ્યો બાહાર નીકળતાની સાથેજ તેની સામે બે બીહામણી મુરતીઓ ધસી અને તેને પકડી પાછો તે ઓરડીમાં ધકેલી દીધો તેથી તે ગોઠુ ખાઈ ખાટલા પર પડયો તે જોતાજ ફરીને ભુતોનુ ટોળુ આવી દારૂણ યુધ્ધ મચાવ્યુ, અને તેમાંની એક સીકલ દોડી તેની પાશે આવી અને જયારે તેને પોતાનું ખંજર તેને મારવાને માટે અધર હવામા ખેંચ્યુ કે તરત નીરાશાએ આશાના બે કટકા કરી નાખી દુર ફેંકી દઇ તેની ઉપર પોતાનો અધીકાર જમાવ્યો, તે જમતાજ તે માણસના મુખમાંથી એક ભયાનક ચીસની સાથે અનાસુરતી શબ્દ નીકળી ગયો અને તેની સાથે તેનો આત્મા પણ આ અસાર સંસારમાંથી મુકત થઇ ગયો.

હે, હે, મને . . . નહી . . . . તો . . .  ......... .............



# ભેદ બીજો.



## જાસુસનું પાછું ફરવું.

અડધી રાતનો સમય છે, ચારે દીશાઓ ચો તરફ અંધકારમય બની ગઈ છે, વાદળા આકાશમા એવા પ્રકારથી દોડી રહેલા છે કે, જેમ વીજયી પોતાના દુશ્મન ઉપર અધીકાર ચલાવવા નીમીત્ત સબળ ઘેરો ઘાલે છે. એકા એક ચપલા ચમકીને જોરની સાથે આકાશમા ભડકી ઉઠી, મેઘોનુ દોડવુ બંધ થઇ ગયુ, પછી એક એક બુંદીઓ, નભમંડળમાથી પડવા લાગી પુનઃ દામીની મહા તેજની સાથે આકાશ ફાડી બહાર નીકળી ગઈ અને મેઘરાજ પછી પોતાની ધારાઓ છોડવા લાગ્યો ધીમે ધીમે અંધકાર પણ વીશેષ કાળાશને ધારણ કરવા લાગ્યો અંતમાં એટલા સુધી કાળાશ વધ્યો કે ચારે તરફ ઘોર રૂપી અંધકાર છવાઈ ગયો આકાશ ગરજી ઉઠ્યુ, વર્ષાદ મુસલધારે પડવા લાગ્યો અને ચપળા ચમકતી ચમકતી, આકાશના પટને ચીરતી, મેઘને વાંધતી પાતાળના પેટમા પેસી ગઇ, તેની સાથેજ વર્ષાદ ખુબ જોરથી પડવા લાગ્યો આવા આ સમે એક યુવાન પુરૂષ પોતાના હાથમા રામસોટો લઈને ચાલ્યો જાય છે, પાણીથી ભીંજાઇ જવાના કારણથી તેના શરીર ઉપરના બધા કપડાઓ પાણીથી તરબોલ થઇ ગયા હતા અને તેથી તે કયારે કયારે કાંપી પણ ઉઠતો હતો.

ભીંજાતો ભીંજાતો તે બંગાલની પ્રસીધ્ધ ડીટેકટીવ આફીસમાં જઇ પહોંચ્યો તેને ત્યા પહોચતાજ એક સેવક દોડતો આવ્યો, અને કહેવા લાગ્યો કે, 'બાબુજી ! આજતો આપને આવતા બહુ વાર લાગી '

**બાબુ**-પછી શુ કરૂ ? જાણે છે તો ખરો કે અમારા લોકોનુ કામ બહુ વીચીત્ર છે, વખત જોવાથી કદી પણ અમારા લોકોનુ કામ શુ ચાલી શકવાનુ હતુ કે ?

**સેવક**-કેમ વીજેંદ્ર બાબુ ! આપે ભલા તમારા કપડાઓને કેમ ભીંજવી નાખ્યા ?

વાચક ! હવે તો તમે આ નવયુવાનના નામથી પરીચીત્ત થઈ ગયા હશો.

આપનુ પુરૂ નામ વીજેંદ્રચંદ્ર મુખોપાધ્યાય છે આપે આપના જમાનામાં બંગાલમા એક પ્રખ્યાત જાસુસ છો આપે કઇએક મશહુર ડાકુઓ અને લુટારાઓને પકડી વીખ્યાતી મેળવેલી છે ' સેવકે કહ્યુ

**વીજે**-શુ કરૂ ! આજ મારી મ્હોટી ભુલ થઇ ગઈ છે, જેથી એક નામચીન લુટારો હાથમાથી છટકી ગયો છે, નહી તો આજનો દીવસ મ્હોટી ખુશાલીનો હતો તેની પુઠ પકડવા જતા મારા કપડા ઇત્યાદી સરવે ભીંજાઇને તરબોલ થઇ ગયો અને તેથી આટલો બધો વખત લાગ્યો તોપણ તે દુષ્ટ હાથ ન આવ્યો.

**સેવક**-કેમ સાહેબ ! તે કેમ છટકી જવા પામ્યો, અને તે કયો નામચીન લુટારો હતો...

વીજે-(વચમાંથી વાત કાપીને) તેની સરવે હકીકત કાલ કહીશ શું જગદીશ બાબુ હજી સુધી નથી આવ્યા ?

સેવક-નહી જી, હજી સુધી તો નથી આવ્યા

વીજે-ઠીક, ત્યારે જા બીજા કપડા લઇ આવ

સેવક-બહુ સારૂ

આમ કહેતાની સાથે ચાકરે વીજેદ્રચદ્રને બીજા કપડાઓ લાવી આપ્યા. તે લઈ પહેરી કરીને પોતાના બીછાના પર જઇ પડયો એટલામાં જગદીશ બાબુ પણ આવી પહોચ્યો અને તેને પણ પોતાના લુગડા બદલતાં બદલતાં કહયુ કે, 'શું આજનો પરીશ્રમ તો વ્યર્થજ ગયો'

વીજે-ઠીક, ગયો તો જવા દો, પણ વનનુ ગીદડુ જશે કયાં ? તે આજ નહી, તો કાલ પકડાઈ જવાનો

આવી રીતે આ બને વારતાલાપ કરતા કરતા ઉંગી ગયા, કેમકે કઠીણ પરીશ્રમ કરવા છતા શીકાર પણ હાથમાં છટકી જવાના કારણથી લાગેલો થાક થીશેષ રૂપથી ઉત્પન્ન થઇ ગયો હતો પલગ પર પડતાનેવારજ નીદ્રાદેવીએ પણ વાકેલા સમજીને પોતાની સોડમાં લેવામા જરા પણ પાછું ફ્રીને જોયુ નહી. હવણા, આ લોકોને સુતાને હજી પુરા બે કલાક થયા નથી, એટલામા કોઇએ આવીને આફીસનો દરવાજો ઠોકયો અને પોકારીને કહયુ કે, 'બાબુ ! બાબુ !' પણ ત્યાં સાંભળે છે કોણ ? અંતે બહુ બુમો મારવા છતાં પણ જ્યારે કાંઇ જવાબ નહી મળ્યો ત્યારે તેણે આફીસની ઘટી વગાડવા માંડી

આફીસની ઘટી વાગતાજ વીજેદ્ર ચોકીને જાગી ઉઠયો અને પોતાના માણસને બોલાવવા લાગો -

ગીરધારી ! ગીરધારી ! ! ગીરધારી ! ! !

ગીર-ઉ, ઉ

વી-અરે ઉઠ, અને જો કે કોણ બારણા ઠોકી રહેલુ છે ?

ગીરધારી આખ ચોળતો ઊઠયો અને બારણા ઉઘાડી જોયુ તો એક માણુસ બગલમા થેલો રાખી છત્રી ઓઢીને ઉભેલો છે આવનાર માણુસે ગીરધારીને પુછયુ કે, 'વીજેન્દ્ર બાબુ કયાં છે ?'

ગીર-બાબુતો સુતેલા છે, અંદર આવ.

આ પ્રમાણે ગીરધારી આ નવા આવનાર માણુસને અંદર લઈ જઇને પોતાના ઉપરીને કહયુ કે, 'આ તમને પુછે છે ?

વીજે-કહો, શું છે જી ?

નવો-તમારા નામની એક બહુજ અગત્યની ચીઠી છે

આમ કહેતાની સાથે તે નવા આવનાર માણસે, પોતાના થેલામાંથી એક ચીઠી કાઢીને આપી ચીઠી લઇને બાબુ વાચવા લાગો એટલામાં જગદીશચંદ્ર પણ જાગી ઉઠીને પુછ્યુ કે, 'શુ છે !'

વીજેન્દ્ર બાબુએ ચીઠી જગદીશ બાબુના હાથમાં આપીને કહ્યુ કે, 'આ જરા જોરથી વાંચો '

જગદીશ બાબુ નીચે પ્રમાણે વાંચવા લાગો કે –

'ડીયર વીજેન્દ્ર !

આ કામ અત્યત કઠીણુ અને તમારા લાયક છે, આટલા માટે હું આપને કષ્ટમાં નાખુ છુ કે, મુશીરાબાદમાં 'ભુતોનુ ઘર' કરીને એક ઘર બહુ મશહુર છે, અને જેમા કેટલાક માણુસો મરી પણ ગયેલા છે, આટલા માટે આ ચીઠી મળતાની સાથેજ તમે ત્યાં જવાને રવાના થજો જેનુ ઘરછે તેના માલીકે પણ અસલ ભેદ શોધી પ્રગટ કરવાવાળાને હજાર રૂપીઆનુ ઇનામ આપવાને જાહેર કરેલ છે '

એ. સી. કાલવન,

જનરલ ઇન્સપેકટર

ચીઠીમાનો વીષય સાભળી લઇને વીજેન્દ્ર બહુ કટાળો પામી બોલ્યો કે, 'નોકરી આવા કારણોને લીધે બુરી સમજવામા આવે છે જુઓ ને ભાઇ જગદીશ ! હવણા તો કયાંથી કયાથી ભટકીને, હુ અને તમે ચાલ્યા આવીયે છીયે એટલામા તેના ઉપર ઘરાને માથા ઉપર બીજુ હુકમનામુ આવી ઊભુજ છે '

જગ–નોકરી કરવાવાળાઓની એવીજ દશા થાય છે શુ કરશો ?

વીજેન્દ્રે ચીઠી લાવનારને સાઇન-બુક ઉપર સહી કરી આપીને, ચીઠી લાવનારને વીદાય કરીને પોતાનો સામાન એકઠો કરવાને લાગો

---

## ભેદ ત્રીજો.

### થાણામાં રીપોર્ટ.

પ્રાત કાલ થતાની સાથેજ આ અસાર સસારના લોકો પણ પ્રભાતકાલ નો સમય થયેલો જાણી પોતપોતાના બીછાનાઓ ઉપરથી ઉઠવા લાગા હવા એ પણ સર્વેને ઊઠતા જોઈ આનદ પમાડવાને નીમીત્ત પોતાની મદગતીથી વેહેવાનો પ્રારભ કરી દીધો એક તરફથી તો આ ઠંડી ઠડી હવા, બીજી તરફથી ઉગવા વાળા સુરજના રકતવર્ણી કીરણો સકલ જગતના નિવાસીઓને પ્રસન્ન કરી રહેલા છે ઠડી ઠડી હવા લાગવાથી સર્વેના ચીત્ત પ્રફુલ્લીત થઈ રહેલા છે. ધીરે ધીરે સુરજ નારાયણના અરુણોદય કીરણો પ્રચંડરુપ ધારણ

ફરીને પૃથ્વીને તપાવવાને લાગ્યા અહીંઆ મનુષ્યગણો પણ પોતાના ઘરના અગત્યા કામોથી મુકત થઇ પોતપોતાના ધંધા રોજગારો કરવા માટે જવા લાગા આવીજ રીતે પોલીસના થાણાના સરકારી અનુચરો પોતપોતાના એો ધ્યાને છાજતો સરકારી પોશાક પહેરી લઇને પોતપોતાના કામોપર લાગી ગયા હતા એટલામાં પોલીસ થાણાના દરવાજા પર એક બગાલી બાબુ આવીને ઉભો તેને જોતાજ પહેરેદારે જોરથી પુછ્યુ કે, 'કયા જવા ચાહે છો, અને શુ કામ છે'

**બંગા૦**—મારે એક ફરીઆદ નોધાવવાની છે

**સીપાઈ**—ઠીક જાઓ

પહેરો ભરનારની પરવાનગી મેળવી તે બગાલી બાબુ અદર દાખલ થઇને અહી તહી નજર ફેરવીને એક સીપાઈ દાદાને પુછ્યુ કે, 'જરા મને બતાવશો કે ફરીઆદ નોધનાર કારકુન સાહેબ કયા બેસે છે'

**સીપાઈ**—(જરા રોપથી) શુ તમે જોઈ શકતા નથી ? (આગળીથી બતાવીને) તે શુ કારકુન સાહેબ લખી રહેલા છે

સીપાઈ દાદાની આવી ચોખ્ખી ચણોઠી જેવી વાત સાભળી લઇને તે બગાલી બાબુ કારકુન પાસે ગયો જે એક ભાગી તુટી ખુરસી ઉપર બેસીને ટેબલ ઉપર લખી રહેલો હતો અને વારવાર હોકાની નળી મોઢામા રાખી નાકમાંથી ધુવાડા કહાડી રહેલો હતો હોકો પીતા પીતા તેણે એક વેળાતો તે બગાલી બાબુની તરફ આખો ઉચી કરી જોયુ, ને ફરીને પોતાનુ રોજનુ કામ બેપીકરથી લખવાને લાગો કે જાણે કોઈ તેની પાસે ઉભોજ નથી તે ફરીઆદ નોધાવવાને આવેલા બગાલીને ઉભા ઉભા લગભગ પદર મીનીટ વીતી ગયા પછી ભલા કારકુન તેની તરફ કેમ ઝીણી આખે જોવા લાગો હશે! ઘડીકમાં તે માથુ ઊંચુ કરીને હોકાની નળી મોઢામા રાખેછે, તો ઘડીકપછી નીચુ માથુ કરીને લખવાને મડી પડે છે, અતે કટાળી જઇને તે બગાલીએ કહયુ કે, 'કારકુન સાહેબ ! હુ ઘણા વખતથી અહીઆ ઉભેલોછુ

કારકુને માથુ ઊંચુ કરયુ, બગાલીએ સલામ કરી, અને કારકુને જવાબ' દીધો કે, 'ઉભા છો તો શુ કરૂ, શુ તમે જોતા નથી કે હું સરકારી કામ કરી રહેલો છુ ! ! !

આ પ્રમાણે તે બગાલીને આવો રોકડો ઉતર દઈકારકુનપાછો લખવા લાગો તે જોઈ તે બગાલી પોતાના ભાગ્યને ઠપકો દેવાલાગોકે હુ વ્યર્થનોજ પોલીસ થાણામાં ફરીઆદ નોંધાવવાને આવ્યો

આવી રીતે તે બગાલી ફરીને બીજી વધુ દસ મીનીટ સુધી ઉભો, અને પોતાનો તીરસ્કાર કરતો કહેવા લાગો કે, 'કારકુન સાહેબ ! આપની સામે ઉભા ઉભા મને અડધો કલાક થઈ ગયો છે.'

કારકુને આંખો ફેરવીને કહ્યુ કે, 'ઉભા ઉભા અડધો કલાક થઈ ગયો, તો આવો મારા માથા ઉપર બેસી જાઓ, કહો શુ છે ?'

**બાબુ**—ફરીઆદ નોંધાવવાની છે

**કારકુન** કઈ ફરીઆદ ?

**બાબુ**—એક માણસ રાતના એક ઘરમા મરી ગયો છે, અને તેની સાથે તે ઘરમાનો ખજાનો પણ લુટાઈ ગયો છે

**કારકુન**—ઓહ ! ત્યારે તમે આટલી બધી ઉતાવળ કરી રહેલા છો કે? ફરીઆદ નોંધાવવાથી છુટકો થશે કે? આ મામલો જેવો તેવો નથી, પણ લુટ અને ખુનનો મામલો છે, થોભો થોભો, લખુ છુ માત્ર ફરીઆદ નોંધાવવાથી તમારો છુટકો થવાનો નથી

આ પ્રમાણે તેણે તેને કહીને તરત એક સીપાઈ તરફ જોયુ, જે તેનાથી થોડે દુર બેઠા હતા ન જાણે કારકુનને તે સીપાઈ તરફ જોવામા શુ ભેદ સમાયેલો હતો કે તે સીપાઈ ત્યાંથી ઉઠીને તે બંગાલી બાબુ પાસે આવીને કહેવા લાગો કે, 'આપ મારી સાથે આવો' એટલુ કહી તે સીપાઈ તેને એકાંતમા લઈ જઈને કહેવા લાગો કે, સાંભળો બાબુ ! આ મામલો ખુન અને લુટનો છે તેવા મોટા અને ગોટાળા ભરેલા મામલાની ફરીઆદ નોંધાવવાને આવ્યા છો, એવા મામલામા પહેલા ફરીઆદ નોંધાવવાવાળાની સહી લેવામા આવે છે

આવી રીતે આ બન્નેની વચ્ચે બહુ તરેહની વાતચીત થયા બાદ સીપાઈ કારકુનની પાસે આવીને કહેવા લાગો કે, 'કારકુન સાહેબ ! ફરીઆદ લખી લીઓ બાબુને આવતાને ઘણો વખત થઈ ગયો છે'

સીપાઈની વાત સાંભળી લઈને કારકુને તેની તરફ જોયુ, બન્નેની આંખો એકત્ર થયા બાદ કારકુને કહ્યુ. 'તમે આ ખુરસી ઉપર બેસો તમને આવે ઘણો વખત થઈ ગયો છે શુ કરીએ, અહીંઆ એકાદ બાંકડો પણ રાખવામા આવતો નથી કે, કોઈ અસગર માણસ આવે તો તે ઉપર બેસે

બંગાલી બાબુ પોતાના મનમા હસીને બેસી ગયો જેનો અર્થ પ્રત્યેક વ્યકતી કે જેને પોલીસ ચોકીની, બનેલા બનાવના માટે મુલાકાત લેવી પડી હશે તેજ જાણી શકે છે બંગાલી બાબુ બેસી ગયા પછી, તે કારકુને પુછ્યુ કે 'કહો શુ લખાવવાનુ છે'

**બાબુ**—એક માણસ ડાંડી-હાટામા મરી ગયો છે, તેની ફરીઆદ નોંધાવવાની છે

**કારકુન** તે કોના ઘરમા મરી ગયો છે ?

**બાબુ** રાય ભગવતચંદ્રસેનના ઘરમા

**કારકુન**—શુ તેના ખાસ ઘરમા, કે જેમાં તે રહે છે ?

**બાબુ**—નહી હમણા થોડાક દીવસ થયા રાય સાહેબે, પોતાના ઘરથી થોડેક છેટે એક નવુ મકાન બધાવીને વખત પડે ત્યારે તેને વપરાશમાં લાવવાનો ઠરાવ કરી બધ રાખેલુ હતુ હવણા તેનો એક સબધી બહારગામથી આવવાનો છે. તે કારણથી તેણે તે ઘરને ગોથી સાફસુફ કરાવીને તેમાં બધી જાતનો અસબાબ અને માલમત્તા મોકલાવીને, તેની દેખરેખ રાખવા માટે કાલે એક માણુસની નીમણુક કરવામા આવી હતી ઘણો દીવસ ચઢી ગયા છતા પણ જ્યારે તે માણુસ નહી આવ્યો ત્યારે મે બીજા એક માણુસને જોવાને માટે મોકળાવ્યો તેણે આવીને મને જે કહયુ તે ઉપરથી મારો જીવ ધભરાવા લાગો

**કારકુન**—તેણે તમને શુ કહયુ ?

**બા૦**—જ્યારે તે માણુસ તે જોઈ પાછો આવ્યો, ત્યારે મે તેને પુછયુ કે, 'તે કયા છે' તેણે મને કહયુ કે, 'ઘરના બારણા બધ છે, અને તે ઉઘડાવવા માટે બહુ બુમો મારી, અને ખુબ જોરથી ઘરના બારણા થોકવા છતા ઘરની અદરથી કોઈ પણ જબાબ ન મળવાથી હુ પાછો આવેલો છુ તેની આ વાતો સાભળતાજ હુ અચાચક સરખા થઈ જઇને મારા મનમા તેનો સોચ કરવા લાગો કે તેનુ શુ કારણ હશે આવી પ્રકારે સોચતા વીચારતા કેટલાએક માણુસોને મારી સાથે લઇને હુ ત્યા ગયા, અને તે ઘરના બારણા બહુ થોકાવ્યા, બહુ બુમો મરાવી છતા પણ જ્યારે કાંઈ પણ જબાબ ન મળવાથી, નીસરણી વડે તે ઘરની અદર દાખલ થવા માટે મે એક માણસને હુકમ અપવાથી, તે માણુસ અદર જઈ ઘરના બારણા ઉઘાડી નાખ્યા એટલે હુ મારી સાથે આવેલા માણુસોને લઇને અદર દાખલ થઈ નીચેથી તપાસતા તપાસતા ઠેઠ બીજા મજલા સુધી ગયા ત્યા બહુ શોધતા પછી બીજા મજળાની એક ઓરડીમા તેની પડેલી લાસ જોઈ તે વખતે તેની સીકલ ડરામણી અને બીહામણી નજરે પડતી હતી આ ખબર જઇને મે રાય સાહેબને આપી અને તેની આગ્નાથી આપની પાસે આ રીપોર્ટ કરવાને આવેલો છુ

**કારકુન**—તેનુ શુ નામ હતુ, અને તે શુ કામ કરતો હતો ?

**બા૦** તેનુ નામ ગવરીશકર હતુ અને તે ઘરનો પહેરો ભરવાનુ કામ કરતો હતો

**કારકુન**—તે કયાનો રહીશ હતો ?

**બા૦**—બહાદુરપુર જીલ્લો બનારસ થાણા રામનગરનો

**કારકુન**—તે ઘર, રાય સાહેબના ઘરથી કેટલુ દુર છે ?

**બા૦**—(એક ઝાડને બતાવીને) અહીઆથી જો તે ઝાડ દેખાઇ રહેલુ છે, તેનાથી તે સેજ કઇક છેટુ છે, પણ બહુ નહી કેમકે તે મકાનની અગાસી ઉપરથી તે દેખાય છે.



કારકુન—શું તે ત્યાં એકલોજ સુતો હતો ?

બા૦—હા. તે ઘણો મજબુત અને બહાદુર માણસ હતો.

પોલીસ થાણાના કારકુને ફરીઆદ નોંધાવનારની સઘળી બાબતો પુછી ગાછી લઇને રજીસ્ટરબુકમાં લખી લઇને પુછ્યુ કે, 'તમારૂં નામ શું છે ?

બા૦—મારૂ નામ તારકનાથ છે

કારકુન—ઠીક. આની ઉપર સહી કરો.

કારકુનના કહેવા મુજબ સહી કરી આપવાથી, કારકુને ફરીઆદ નામાની નકલની કાપીનો એક પેજ ફાડીને તારકનાથને હવાલે કીધો.

બા૦—(તે લઇને) હવે જઉ ને !

કારકુન—જાઓ ! જાઓ ! સલામ ! ! !

તારકનાથ ગયા બાદ, પહેલો સાપાઈ આવ્યો અને બને જણાઓ હસી હસીને વાતો કરવા લાગા.



## ભેદ ચોથો.

... . ..

### ભુતીઆ ઘરની તપાસ.

દીવસના ૭ વાગા છે સુરજ નારાયણ પશ્ચીમ દીશા તરફ ઝુકતો ચાલ્યો જાય છે. આ સમયનો લાભ લેનારા કેટલાએક શોકીનો અને છેલ છબીલાઓ પોત પોતાની લાયકાત માફક પોતાનો ફેનસી ડ્રેસ કોટ, પાટલુન, બુટથી સજ થઇને, અને હાથમા એક પાટલી બેતની છડીઓ હાથમા પકડી કોઈ ક્યાં તો કોઇ બાગ, બગીચા, તો કોઇ નદીઓ, તો કોઈ ટેકરા ટેકરીએ ઊપર લટક મટક કરતા ફરવા માટે પોતાના સ્થાનોની બહાર નીકળી પડેલ છે એવા આ સમે, રાય ભગવતચદ્ર પણ કહી બહાર ફરવા જવાની ઇચ્છાથી ફેટન તૈયાર કરી લાવવાનો પોતાના માણસને હુકમ કરી પોતાની તૈયારી કરવા જાયછે, એટલામા પોલીસ સીપાઇએ આવીને સલામ કરીને કહયુ કે, 'દારોગા સાહેબ આવીને ઊભાછે અને તમારા ઘરની તપાસ કરવા માટે આપને બોલાવેલા છે'

ભગ—તે કયા ઉભેલા છે ?

સીપાઈ—તમારા તે ઘરની પાસ.

ત્યા જઇને, ભગવતચદ્રે સલામ ઇત્યાદી કર્યા ઉપરાંત થાણેદારને પાન ઇલાયચીની ભેટ કર્યા પછી ઊપરથી તબાકુની સ્વાગત કરી દારોગો પણ ખુબ મોજથી તબાકુ અને પાન ખાઈ ચુકો હતો પછી તેણે તેને કહયું કે, 'દરવાજો ઉઘડાવો, ઘણો વખત થઈ ગયો છે અને કોટવાલ સાહેબ પણ આવવાના છે'

ભગવત—શુ કોટવાલ સાહેબ પણ આવવાના છે ?

**થાણેદાર**–હા, મામલો તો ખુનનો છે ?

**ભગ**–ખુનનું શું છે ! કોઈએ ખુન તો કર્યું નથી ! !

**થાણેદાર**–થયુ છે કે નથી થયું એમ ભલા કોઇ જાણી શકે છે. તપાસ કર્યા પછી જે હશે તે આપોઆપ જણાયા વગર રહેવાનું નથી

આવી રીતે આ બને વચ્ચે આ વાર્તાલાપ ચાલ્યા પછી તે ઘરના માલીકના હુકમથી ઘરનું તાળુ ઊઘાડયુ અને બધા લોકો તે ઘરમાં દાખલ થયા. દાખલ થયા પછી થાણેદારે પુછ્યુ કે, 'તે લાશ કયાં છે ?'

**ભગવત**–(પોતાના એક માણુસની તરફ ઈસારો કરીને) બોલતો કેમ નથી !

**માણુસ**–(થાણુદારને) હજુર ! ઊપર છે

બધા લોકો નીચેથી ઉપર ગયા જયા થાણુદારે તે લાસને જોઈ કારવીને પોતાની પાશે ઉભેલા એક સીપાઇને કહ્યુ કે, 'જા, જલ્દી જા, ડોળી અને હમાલોને લાવીને આ (લાશની તરફ ઇસારો કરીને) ઇસ્પીતાલમાં તપાસને માટે લઈ જા

**સીપાઈ**–બહુ સારૂ હજુર !

એટલુ કહેતાની સાથેજ સીપાઈ ચાલ્યો ગયો અને હમાલ સાથે ડોળી ની તજવીજ કરવા લાગો

**થાણુદાર**–(રાય સાહેબને) તમારૂ નામ તો ભગવતચંદ્રમેન છે કે ?

**ભગ**–જી હા.

**થાણુદાર**–ઠીક ભલા તમે બતલાવી આપશો કે આ કમભાયગ માણુસનુ મોત કેમ થયું ?

**ભગ**–મને શી ખબર હું તો રાત દીવસ મારા કામમાં રોકાઈ રહું છુ મને જરા વાત કરવાની પણુ ફુરસદ મળતી નથી.

**થાણુદાર**–શુ તેના મોતની ખબર પણુ તમને નથી ?

**ભગ**–તેના મોતની ખબર આજે સહવારે સાત વાગે, તારકનાથ નામના મારા માણુસે મને આપી હતી.

થાણુદારે આ જુબાની એક કાગળ ઉપર લખી લઇને પુછ્યું કે, 'તારકનાથ કોનું નામ છે ?

**તારકનાથ**–(આગળ આવીને) મારૂં નામ છે હજુર !

**થાણુદાર**—તમેંજ પોલીસ થાણામાં ફરીઆદ નોંધાવવાને ગયા હતા કે

**તારકનાથ**—હા હજુર.

**થાણુદાર**—(માથું હલાવતો હલાવતો) ઠીક બેસો. આ બધી તારીજ લીધા હોય એમ જણાય છે.

**ભગ**—શુ કહયું ! તમે કોઈની ઊપર કેમ દોષ મુકોછો પહેલા તમે તપાસ કરી જુંઓ અને પછી કહો કે આ મામલાના સબધમાં કોણ બીનઅપ રાધી અને કોણુ અપરાધી છે

**થાણુદાર**—બહુ સારૂ લીઓ ત્યારે તે મુજબ પણ કરવામાં આવેછે

આ પ્રમાણે કહીને થાણુદારે એક સીપાઇને કહયુ કે, 'જા ! આસ પાસ રહેતા બે ચાર વ્યાપારીઓને બોલાવી લાવ

બહુ સારૂ સાહેબ કહીને તે સીપાઇ ગયો અને ચારને બદલે આઠ માણસને બોલાવી લાવીને કહયુ કે, 'હુકમ પ્રમાણે બધાઓ હાજર છે'

**થાણુદાર**—(એક માણસને) કેમ ભાઈ ! તમે આ મોતના સબધમા કાંઈ જાણો છો કે ?

**માણુસ**—(હાથ જોડીને) નહી સાહેબ ! હું કાંઈ અહીયાનો રહીશ નથી તો પછી હું શુ જાણુ ?

**થાણુદાર**-તો અહીયા તું શા માટે આવ્યો કમબખતના દીકરા !

**માણુસ**-(હાથ જોડીને) હું અહીઆ કેમ આવવા પામ્યો હઝુર ! હું તો રામાનદ બાબુની દુકાન ઊપર બેઠો હતો એટલામા બોલાવવા ગયેલા (સીપાઈ તરફ આગળી બતાવીને) મને આવીને કહયુ કે, 'ચાલો તમને થાણુ દાર બોલાવે છે, તેથી હુ આવેલો છુ ભલા હુ શુ જાણુ કે શુ કરવાનું છે'

**થાણુદાર**-ઠીક અહીયાથી એકદમ ચાલ્યા જાઓ

એટલામા એક સીપાઈ, એક કાગળનુ બધ કરેલુ પાકિટ લઇને આવ્યો, અને થાણુદારના હાથમા આપીને કહયુ કે, 'નહાના દારોગાએ કહ્યુ છે કે, કોત વાલ સાહેબે કહેરાવી મોકલાવેલુ છે કે, મને એક બહુ જરૂરીના કામને માટે સુપરીટેન્ડેટ સાહેબના બગલે જવાનુ છે, તો તમે બહુ સભાળથી તપાસ કરશો કે જેમા કોઇ પણ પ્રકારનો ફરક પડવો ન જોઇયે'

**થાણુદાર**—બહુ સારૂં કંઈ ચીંતા નહી જોઈયે તો આવે, જોઇયે તો ન આવે

એટલામા સધ્યા થઇ ગઈ, તેથી ભગવતચંદ્રના હુકમથી એક લેમ્પ સળ ગાવીને થાણુદારની સામે લાવીને રાખ્યો

**થાણુદાર**-(બીજા માણુસને) કેમરે ! તમે તો આ જગાની આસપાસ મા રહેવાવાળા છો ને ?

**માણુસ**-હા હઝુર !

**થાણુદાર**-(કારકુનને) જે હુ પુછુછુ તે તમે લખતા જાઓ

**કારકુન**-બહુ સારૂ સાહેબ !

**થાણુદાર**—તમારૂ શુ નામ છે ?

**માણુસ**—મારૂં નામ રામનંદ છે.

**થાણુદાર**—તમારા બાપનુ નામ શુ છે ?

**રામનંદ**—સત્યનાથ

**થાણદાર**—તમે આ થયેલા મોતના મામલામાં શુ જાણો છો ?

**રામનદ**—હુ આ મોતના મામલામા માત્ર એટલુજ જાણું છુ કે આ જમીનને રાય સાહેબે વેચાતી લઇને તે ઉપર ઇમારત બધાવેલી છે ઘણાક દીવસ થયા આ ઘર 'ભૂતના' નામથી મશહુર થયેલુ છે જે ગઇ કાલ રાતના આ ઘરમા મરી ગયો છે તે માણસ કાલ મારી દુકાને સીધો લેવાને આવેલો હતો ત્યારે તેણે મને કહયુ હતુ કે, આજ તો મારે આજ ઘરમા સુવાનુ છે ત્યારે મે તેને કહયુ કે, આ ઘર 'ભુતનુ' છે તેથી તુ ત્યા સુતો નહીં ખાઇ પીને તુ મારી દુકાનમા આવીને સુઇ રહેજે' તેણે કહયું કે, 'નહી ભાઇ ! હુ તમારી દુકાનમા સુવાને આવવાનો નથી, કેમકે માલેકનો હજારોનો માલ મારા વીશ્વાસ ઉપર છે, કદાચ તેમાથી કઇ ગોટાળો થયો તો હુ કયાયનો નહી' ફરીથી મે તેને સમજાવીને કહયુ કે, 'તે માટે ગમે તેમ થાઓ, અને મારૂ માન, અને ત્યા ન સુતા, મારી દુકાને શુ કારણ કે તેમાં 'ભુત' રહે છે' ત્યારે તેણે કહયુ કે, 'મારૂ ગમે તેમ થાઓ, હુ' તો ત્યાજ સુઇસ.' એટલુ' કહીને તે પોતાનો સીધો લઇને ચાલ્યો ગયો ત્યાર પછી શું બન્યુ તે હુ જાણુતો નથી

**થા**—કેમ ! પછી તારકને ત્યાં, તેની પાછળ જતા નહી જોયો કે ?

**રામનદ**—નહી ત્યાર પછી શુ બન્યુ તેની મને મુદલ ખબર નથી

**થા**—શુ તારી મોદીની દુકાન છે કે ?

**રામનદ**—હા હજુર !

**થા**—(ત્રીજાને) તારૂ નામ શુ છે ?

**ત્રીજો**—મારૂં નામ અમરનાથ છે

**થા**—તુ શુ ધધો કરો છે ?

**અમરના**—સાહેબ ! મારી પણ ઘી તેલ, લોટ દાળ અને પરચુટણ સામાન વેહેચવાની દુકાન છે

**થાણદાર**—બહુ સારૂ તમે સાચે સાચુ કહેશો કે આ મોતની બાબ તમા તમે શુ જાણો છો ?

**અમર**—આ સીવાય હુ બીજું કાઇ પણ જાણુતો નથી લગભગ તે રાતના આઠ વાગે તેણે મારી દુકાને આવીને મને કહયુ કે, એક પઈસો લઈને મને મીઠુ અને તબાણુ આપો મે કહયુ કે તે બીજો સામાન કયાંથી લીધો તેણે કહયુ કે બીજો બધો સામાનતો રામનદને ત્યાંથી લઇ આવેલો છુ મીઠું અને તબાકુ લેવાને ભુલી ગયો હતો હવણા તેની દુકાન બધ થઈ ગઈ છે માટે તમે એક પૈસો લઈને મને મીઠુ અને તબાકુ જલ્દી આપો. કેમકે મારા ઉપરી અમલદાર તારકનાથને રસોઈ કરવાનો સઘળો સામાન

બતાવીને આવેલો છું, અગરજો વખત થઈ ગયો તો તે મારી ઉપર બહુ કો પાયમાન થશે તેનું આવા પ્રકારનું બોલવું સાંભળીને મેં મારા બીજા ધરાકોને ન આપતાં, પહેલા તેને મીઠુ તબાકૂ આપી દીધા, તે લઇને તે ચાલ્યો ગયો આ બનાવ બનવા પેહેલા મે જે વખતે અહીયા દુકાન કરી તે વખતે મેં સાંભળ્યું હતુ કે, આ આખી જમીન 'ભુતો'થી ભરેલી છે, અને આ 'ભુતીઆ' ઘરમાં જે કોઈ રહેવા આવે છે તે મરી જાય છે.

**થાણુ**—હજી કઈ જાણો છો ?

**અમર**—નહીં ! હા હા રાતના જ્યારે હુ મારી દુકાનમા સુતો હતો ત્યારે મ્હોટા અવાજની સાથે એક ભયકર ચીસ મારા સાંભળવામાં આવ તાજ હુ ચોંકી ઊઠયો, અને આકુ અવળુ બહુ જોવા છતા કઈ પણ જોવામા નહી આવવાથી હુ પાછો સુઈ ગયો પછી શુ થયુ તે હુ જાણુતો નથી.

**થાણુ**—(ભગવતચદ્રને) ગવરીશકર રહેતો હતો કયાં ?

**ભગ**—તારકનાથના ઘરમાં

**થાણુ**—હ ઠીક છે

આમ કહી થાણદારે બાજી બે માણુસોની જુબાનીઓ લીધા પછી, આ જગાને લગતી બાબત સીવાય, કોઇ ખાસ કારણુ અથવા વધુ હકીકત તેના મોતના સબધમા કોઈ બતાવી શકયુ નહી રાત પણ પડી ગઇ હતી તેથી થાણદાર પોતાના સીપાઈઓ સાથે આ ઘર છોડી ચાલ્યો ગયો રસ્તે ચાલતા ચાલતા એક સીપાઇના કઈક કહેવાથી, થાણદારે તેના કાનમાં કઈક છાનો મત્ર ફુકીને તારકનાથની પાસે મોકળાવ્યો

તે સીપાઇ તારકનાથની પાસે ગયો અને તેને પુછવા પછી, તારકને એકાતમાં લઈ જઈ તેના કાનમા કઇક કહેવા પછી બોલ્યો કે, 'હવે તમે શુ કહો છો ?'

તારકે કહયુ કે, 'સાંભળ ભાઈ ! હુ કઈ કોઈ ગણુત્રીમાં છુ, મારો તો કોઈ ભાવજ પુછતુ નથી તો પછી હુ શુ કરૂ'

**સીપાઈ**--કયાંયથી પણ કાંઈ બન્દોબસ્ત કરી લો

**તારક**—જે કામ મારા કરવા લાયક નથી, તે કામ હુ શા માટે કરૂં. તેમાં મારો શુ દોષ છે !

**સીપાઈ**—પસ્તાસો

**તારક**—મારા ભાગ્યેમાં જે માડેલુ હશે તે થશે

તારકનાથ પાસેથી ચોખ્ખો ચણોઠી જેવો જવાબ મળવાથી સીપાઈ માથું ખજવાળતો ત્યાંથી પાછો ફર્યો અને થાણદારને જઇને કહયુ કે, 'મારામાં તમારૂં કઈ વળવાનુ નથી.' થાણદારે મો ચઢાવીને કહયુ કે, 'ઠીક છે, તું તો હવણા બેસ. પછી હુ તેને અને તેના હીમાયતીને જોઈ લઇશ.'

બીજે દીવસે કોતવાલ સાહેબને પુછયા વગર, પોતાની ઇચ્છાનુંસાર રીપોર્ટ લખી બારોબાર સુપરીટેન્ડેન્ટ ઉપર મોકલાવી દીધો. જેનો સાર અમે અમારા વાંચકોનો ધભરાટ દુર કરવાને માટે નીચે આપીયે છીયે –

બધાઓની જુંબાની લીધા પછી, અમરનાથ, રામાનદ અને રાય ભગવત ચંદ્રની જુબાની ઉપરથી સાફ જણાયુ છે કે, ગવરીશ કર તારકનાથના ઘરમાં એકલો રહેતો હતો, અને તે શરીરે ઘણો મજબુત અને તાકાતદાર માણુસ હતો જે વખતે ગવરીશ કર મીઠુ અને તબાકુ લેવાને માટે અમરનાથ નામના એક વાણીઆની દુકાને ગયો હતો તો તારકે તેની પાંચ વર્ષની ભેગી કરેલી કમાઇનો માલ પચાવી પાડવાની ખોટી નીતથી તેના ખાવામા ઝેર મેળવી દીધુ જેની અસરથી ગવરીશ કરના કલેજામા એકાએક દરદ થઈ આવવાથી તેના મોઢામાથી એક ભય કર ચીસ નીકળી ગઈ હતી અને તેની સાથેજ તેના પ્રાણુ નીકળી ગયા હતા '

આ ઘટનાને ત્રીજે દીવશે આ મુકરદમો જાઈટ માજીસ્ટ્રેટની કોરટમાં ચાલ્યા પછી માજીસ્ટ્રેટે આ મુકરદમો સેસન કમીટ કર્યો જડજની તપાસમા ડાકટરે જુબાની આપીકે, 'તે મરનાર માણુસે કોઇ ઝેરી ચીજ ખાવાથી અને તેની અસર તેના કલેજા ઉપર થયેલી સખ્ત ઇજાથી તેનુ' મરણુ નીપજેલુ છે સરકારી વકીલે પણુ પોતાનો કેસ સાબીત કરી બતાવવા માટે ડાકટરની જુબાનીને, અને પોલીસના રીપોરટને પુષ્ટી આપનારાઓ દાખલા દલીલોથી જડજના મગજમાં ઠસાવવાને કાંઈ બાકી રાખ્યુ ન્હોતુ

આ વખતે કોરટમા બેઠેલા તારકનાથના બારીસ્ટરે પોતાની જગાએથી ઉભો થઈજડજને કહ્યુ કે, 'મારા મહેરબાન સાહેબ ! તે ઘટના સ્થળની કોઈ ચાલાક ડીટેકટીવ પાસેથી તપાસ કરાવી જોઇએ, કેમકે તે જગા, 'જાગતી જોત અથવા ભુતોના ઘર'થી ઘણા દીવસથી પ્રસીધ્ધ થયેલીછે તે કોઇથી અજાણ્યુ નથી

તારકનાથના આ ચાલાક બેરીસ્ટરની સમય સુચક સુચના ન્યાયાધીસના ધ્યાનમાં ઉતરવાથી, અને તે સુચના તેને વાસ્તવીક, અને ન્યાયના નીયમને અનુસરતી લાગવાથી ન્યાયધીશે આ મુકરદમો થોડાક દીવસ મુલતવી રાખી એક હુસીયાર અને નામાકીત ડીટેકટીવની મારફતે તે ઘટના સ્થળની તપાસ કરાવવાને ડીટેકટીવ-જનરલને લખી મોકળાવ્યુ.



# ભેદ પાંચમો.



## જાસુસનું આવાગમન.

સંધ્યાનો સમય છે જગતના અંધકારનો નાશ કર્ત્તા તેજોમય પ્રકાશથી નીત્ય પ્રકાશનારો સુર્ય પોતાના રક્તમય કીરણોને આકાશને ચુંબન કરી રહેલા મહા જટાધારી વૃક્ષો અને મ્હોટાં મ્હોટા ઘરો ઉપર ફેલાવીને તેના નિવાસિઓને પોતાના અસ્તાચલમા પ્રવેશ કરવાના ચીન્હોથી સુચીત કરી રહેલો છે તેને પોતાના સ્થાનમા દાખલ થતો જોઇને પથીકો પણ પોત પોતાને ઠેકાણે પહોચવા પોતપોતાનુ કામ ઝટપટ આટોપી લેવાના યત્નમા લાગી ગયા હતા મજુર લોકો પણ પોત પોતાના કામો ઉપરથી રજા મેળવીને પોત પોતાને સ્થાને પહોંચવા માટે બહુ ઝડપથી ચાલ્યા જતા હતા

એવા આ સમયમા એક ગાડી પોલીસ ચબુતરાના દરવાજાની નીકટ આવીને ઉભી રહી અને તે ગાડીમાથી ભગવતચંદ્રના મુકરદમાની તપાસ ચલાવનાર થાણદાર ઉતરીને અંદર ગયો

વાચક ! હવે તુ ચાલ મારી સાથે આપણે અંદર જઇને સાંભળીયે કે શુ શુ વાતો થાય છે

થાણદાર અંદર દાખલ થઇને કોતવાલને સલામ કરીને અને તેના ડાબા હાથની ઉપર પડેલી એક ખાલી ખુરસી ઉપર બેઠો થાણદારને બેઠા પછી કોતવાલે તેને પુછ્યુ કે, "કેમ ' પરમ દહાડેતો મુકરદમાની તારીખ તો નથીને ?

થા—જી હા

**કોતવાલ**—દડા શ્વાસથી કેમ બોલો છો, કહો શુ થયુ ?

થા—નથી કંઈ થયુ અને નથી કંઈ કરવાની ઉમેદ

**કોતવાલ**—નથી કંઇ થયુ, અને નથી કંઈ કરવાની ઉમેદ એટલે તેનો અર્થ શુ ?

થા—તેનો અર્થ એ છે કે શેસનમા તો મુકરદમો નોંધાઇ ચુકો હતો, જેથી મને પુરી આશા હતી કે, આ મુકરદમામા મને સારો જસ મળશે, પણ ભગવતચંદ્રે બારીસ્ટરને બોલાવેલ હતો

**કોતવાલ**—(વાતને અધર ઉરાડીને) કેમ બારીસ્ટર આવ્યો હતો ?

થા—જી હા, એક નહી પણ બે બે

**કોતવાલ**—તો તે કંઈ ઉમેદ ઊપર રૂપીઆ ખરચી રહેલા છે.

થા—કોણ જાણે

**કોતવાલ**—તો પછી શુ થયું ?

થા—ન્યાયધીસના પુછવાથી તેનો ધારાનો હીમાયતી બોલી ઉઠયો કે, આ મુકરદમાની પુરેપુરી તપાસ નહીં કરવાથી મુકરદમો અધુરો છે. તેની દલીલમાં સરકારી વકીલે તેનુ ખંડન કરીને કહ્યુ કે, 'મુકરદમાની પુરી તપાસ થાણુદાર સાહેબે કરેલી છે, અને તેને મળતી ડાકટરે પણ જુબાની આપીછે જેથી કોઈ પણ પ્રકારનો સદેહ તપાસ ચલાવવામાં રાખી શકાતો નથી' આ મુકરદમાના સબધમાં સરકારી વકીલની આ દલીલ તોડવાને તેનો બારીટર બોલ્યો કે, 'તમને ખબર હશે કે તે જમીન ભુતોથી વસેલી છે અને તે જગ જાહેર છે, અને તે જગા ઉપર તે ઘર બાધવામા આવેલુ છે' તે ઉપરથી ન્યાયધીશે તેના બારીસ્ટરને પુછ્યુ કે, 'હવે તમે શુ માગો છો' ? ત્યારે તેણે કહ્યુ કે, 'કોઇ મશહુર ડીટેકટીવ બોલાવીને તેની પાસેથી તે ભુતીઆ ઘરની તપાસ કરાવવી જોઇએ' તે ઉપરાત જડજ સાહેગે કહ્યુ કે, 'બહુ સારૂ તમારૂ કહેવું મને પણ પસદ પડયુ છે' આમા મને હવે કઇ ઉમેદ રહી નથી કે, આ મામલામા કઇ થાએ.

**કોતવાલ**—તો પછી કેમ કરવુ જોઇયે

થા.. શુ બતલાવુ, કઇ અકલ કામ કરી શકતી નથી, પહેલા આ મામલામાં કઇ ન થયુ તો મારે સખ્ત બદલામી ઉઠાવવી પડશે

**કોતવાલ** .બદલામી તો બેશક બહુ ભારી ઉઠાવવીજ પડશે પણ આનો પ્રથમ પહેલાથી વીચાર કરવાનો હતો મારી સલાહ પણ તમે ન લીધી

થા. .તેમ કરવામાં જો કે મારી મ્હોટી ભુલ થઇ છે પણ હવે શુ કરવુ જોઇએ ?

**કોતવાલ** ..કરવુ શુ છે, જે કઇ કરે તે જાસુસરામ કરે કહો ! કંઇ એવો પણ પતો લાગો છે કે, કયો જાસુસ આવવાનો છે.

થા આ સમે કયો સાહેબ જાસુસીના કામમાં નામાકીત છે

**કોતવાલ** ..વીજેદ્રચદ્ર મુખોપાધ્યાયનો આ વખતે ડંકો ગડગડી રહેલોછે.

થા .તો કદાચ, તે આવશે

આવી રીતે આ બને જણાએ પોત પોતા વચ્ચે આ મામલા સબધી વાતચીત્ત કરી રહેલા હતા એટલામાં દરવાજે પેહેરો ભરવા વાળા સીપાઇએ આવીને કોતવાલ સાહેબને સલામ કરીને કહ્યુ કે, 'હઝુર ! એક કોઇ માણુસ આવીને બહાર ઉભેલ છે તે આપની મુલાકાત લેવા માગે છે.

**કોતવાલ**...ઠીક, આવવા દે.

કોતવાલની પરવાનગી મેળવીને સીપાઇ દરવાજે આવી, તે આવનાર માણુસને અંદર જવાનું કહી પોતાનો પહેરો ભરવા લાગો,

એક રૂષ્ટપુષ્ઠ પુરૂષ, પ જાબી ખમીસ પહેરી અને હાથમાં મની બેગ લટકાવીને અંદર દાખલ થયો. ન જાણે કોતવાલ સાહેબને, શું થયુ ગયું કે

તેને જોતાજ તે પોતાની જગાએથી એકદમ ઉઠી ઉભો થઇ ગયો. કોતવાલને આવી રીતે ઉભો થતો જોતાજ, થાણુદાર પણ બેઠો થઇ ગયો જ્યારે તે માણસ તેઓની સમીપ આવી ઉભતાજ કોતવાલે પોતાનો હાથ આગળ કરીને તેનો આદર પુરવક સત્કાર કરી તેને એક ખુરસી ઉપર બેસાડીને પોતે પણ બેસીને કહેવા લાગો કે, 'તમને મ્હોટી તકલીફ ઉઠાવવી પડી છે '

વીજે. .શુ તમે મને ઓળખ્યો કે ?

કોતવાલ જી, હાં, હુ તો આપના દીદારના દરશણ કરતાજ જાણી ગયો કે તમે સાક્ષાત મશહુર ડીટેકટીવ વીજેન્દ્રચંદ્ર છો

વીજે ભલા, આપ એટલુ તો બતલાવો કે, તમે મને કેમ ઓળખ્યો.

કોતવાલ મે તમારી તસબીર જનરલ ડીટેકટીવ આફીસમાં જોઇ હતી તે કારણથી હુ ઉઠીને તમારૂ આવવાનુ કારણ સમજવવામાં અને તમને ઓળખવવામા જરા પણ મને વાર લાગી નહી

જે વખતે કોતવાલ અને તે નવ યુવાન ચાલાક ડીટેકટીવ વાતો કરી રહેલા હતા તે વખતે થાણુદાર વારમવાર ડીટેકટીવનું ડીલ અને તેના ડોલને જોઈને પોતાના મનમાં એમ કહેવા લાગો કે, આ 'માણુસનો સ્વભાવ બહુ બાકો જણાય છે, તેથી મારા મતલબની કઇ પણ ઉમેદ પાર પડે એમ હવે મને લાગતુ નથી ' થાણુદારને ઉડા વીચારમા ઉતરેલો જોઇને કોતવાલે કહ્યુ કે, 'કેમ થાણુદાર સાહેબ ! તમે શુ વીચાર કરી રહેલા છો ! જુઓ તમે આ મામલાનો મુકરદમો ચલાવનાર છો '

કોતવાલના મુખમાથી આટલા શબ્દો બહાર પડતાજ એકદમ ડીટેકટીવ બોલી ઉઠયો કે, 'શુ તમે આ મુકરદમો ચલાવો છો કે ?'

કોત–જી હા

વીજે–કહો થાણુદાર સાહેબ ! તમે ઉદાસ કેમ દેખાઓ છો ? મા મલો શુ સાચસાચ તેવોજ છે જેવો તમે તમારી તપાસમાં લખેલો છે.

થા જી હા, મારી તપાસમા જે જણાયુ તે પ્રમાણે મે રીપોરટ કરેલો છે હવે તમે જાણો અને મારૂ નસીબ જાણે

થાણુદારના આવા બોલવા ઉપરથી ડીટેકટીવને કઈક સદેહ ઉત્પન્ન થવાથી તે માટે કઇ પણ ન બોલતા, કીન્તુ, ઘટના સ્થળનો પતો લખી લીધો. અને પુરી કચોરી ઈત્યાદી મગાવી, પેટ પુજા કર્યા બાદ કોતવાલની સાથે આંહી તંહીની વાતો કરવા લાગો.

---

# ભેદ છઠો.

## જાસુસની છુપી તપાસ.

સંધ્યાકાલનો વખત છે. વર્ષાદ ખુબ મુસલધાર પડી રહેલો છે, વીજળી કડકડ કડકડ કરી લોકોને ભયભીત બનાવવામાં પોતાની બહાદુરી માની રહીછે. વાદળા એટલા બધા જોરની સાથે જળની ધારાઓ વર્ષાવી રહેલા છે કે જેથી સર્વેને ઠંડી લાગવાથી કપકપી રહેલા છે.

**કોતવાલ**.. ડીટેકટીવ સાહેબ ! આજતો પાણી એટલા બધા જોરથી વરસી રહેલા છે કે, બહાર પગ મુકવાની હીમ્મત થતી નથી. ભલા આપ તેની તપાસ કરવામાં કેમ જઇ શકશો ?

**ડીટેકટીવ** .હુ તો અવસ્યજ જવાનો

**કોતવાલ**. .શું આપ સાચેસાચ જશો કે ?

**જાસુસ** .તો શુ હુ તમને મીથ્યા કહી રહેલો છુ

એટલામાં વીજેન્ચન્દ્રનો સેવક કાપતો કાપતો આવ્યો અને પોતાના સરદારને કહયું કે, 'આપના કહેવા મુજબ સઘળુ કામ કરી આવેલો છું.'

**જાસુસ** .શુ મારી બધી વસ્તુઓ તે ઘરમાં પહોંચાડી દીધી.

**સેવક**.. જી હાં તમારા હુકમ મુજબ, રાય સાહેબની સહાયતાથી બધી વસ્તુઓ ત્યા પહોંચાડી દેવામાં આવી છે

**જાસુસ** .શુ રાય ભગવતચંદ્ર કંઇ પણ કહેતા હતા.

**સેવક** હાં, કહો તો રહયા હતા કે, તેમની ઉપર મારો પુરો ભરોસો છે અને તેમના હાથમાંજ તારકનાથનો પ્રાણ છે, ઇશ્વર તેમને દીર્ઘાયુ કરે અને આ ભયાનક મામલો સર કરવાનુ સામરથ દઇ યશસ્વી બનાવે

પોતાના આ અનુચરે આણેલો સંદેસો સાભળી પોતાની જગાએથી ઉઠીને કહેવા લાગો કે, 'ખલકનો ખાવીંદ અલખ માલીક છે. જાતે હૈં જનાબ ! સલામ ! ! !' એટલુ કહેતાની સાથે તે છત્રી ઉઘાડી ચાલતી પકડી.

આ વખતે હવા બહુ જોરની સાથે ચાલીને વર્ષાદની જળ ધારાને આડી અવળીઓ ફેંકી રહી હતી, જેથી છત્રી ઓઢી ન ઓઢી સરખી હતી અહીથી તેં તે ઘર સુધી પહોંચતા ભીંજાઇ તરબોળ થઇ ગયો અને તેને ઠંડીની કંપારી છુટવા છતાં તે ઘરની અંદર દાખલ ન થતાં તે ઘરના પાછલા ભાગ તરફ ગયો. આ વખતે અંધકાર અત્યંત ફેલાઇ જવાથી, અને તેની સાથે જોરબંધ વર્ષાદ પડવાથી નજર કામ કરી શકતી ન્હોતી, છતાં આ બહાદુર ડીટેકટીવ તેની લેશ ભાર પરવા ન કરતા તે ઘરના પાછળા ભાગની ભીંત ઉપર પોતાના બે હાથોના દસ આંગળીઓનાં નખો મારતો જતો હતો; એટલામાં તે ઘરના પાછળા ભાગના મધ્ય ભાગમાં મારવામાં આવેલા તાજા ગાબડા ઉપર તેના નખોનો પહાર થતાં તેના જાણવામાં આવ્યું કે અંહીયા કોઇએ કાંઇ કારસ્તાન

કરેલું છે. તેની તેને ખાત્રી થતાનેવાર પોતાના દસ નખો વડે તે ગાબડું ઉખેડી નાખ્યું. ભીંજાઇ ગયેલો ચુનો નખોમાં ભરાયેલાને વર્ષાદના પાણીથી ધોઇ ત્યાંથી જરા આગળ વધી, પોતાની વધુ તપાસ ચલાવતાં તેને બીજા બે બા કોરા શોધી કહાડીને તે પોતાના મનમાં કહેવા લાગો કે, 'આ ગાબડા પાડ નારાઓજ, પાછા આ ગાબડાઓ બુરી જાય એતો કેવળ અસભવીત છે, તો આ ઉપરથી નીશ્ચયપુરવક કહી શકાય છે કે, આ ગાબડાઓ પાડનારાઓનો અને આ ઘરમાનો ખજાનો કોણ ઉપાડી ગયો તેનો પતો ન લાગે એવા કાર ણોથી કોઇ અથગ હરામખોરોએ આ કામ કરેલુ છે ઠીક છે, તે પણ જોયું જવાશે ' આવો વીચાર કરતો કરતો તે મ્હોટા ઝાડ નીચે જઈ ઉભો વળી તેના મનમાં કઇક વીચાર આવતા તે ઝાડની નીચે બેસી ગયો, વળી પાછો શ્વાનની પેઠે પોતાના દસ નખો વડે જમીન કોતરવા લાગો એટલામાં તે ત્યાંથી ઉછલાઇ ત્રણ હાથ દુર જઇ પડવાથી તેનુ આખુ શરીર કીચલથી ભરાઇ ગયુ છતા તેથી તે જરા પણ હીંમત ન હારતા તેના મગજમા કાઇક ધુન ભરાતા, તે ત્યાંથી કુદયો અને તે ઝાડની આસપાસ પાછા પોતાના બે હાથો વડે કઇ ક તપાસવા લાગો તપાસતાં તપાસતાં તે તળાવ આગળ ગયો, અને ત્યાં તપાસ કરતા તેના હાથમાં એક મ્હોટો પથ્થરો આવ્યો જે પથ્થરો ચાર માણસોથી નહી ઉપડે તે તેણે એકલે પોતાના બે હાથે ઉપાડીને, જ્યાંથી તે ઉથલાઈ પડયો હતો ત્યા જઈ મુકયો

વળી તેના મગજમા કઇક નવીન પવનનો સચાર થતાજ તે ત્યાંથી સુસવાટની પેઠે કુદતો એકદમ તે ભુતીઆ ઘરનુ તાળુ ઉઘાડી અદર દાખલ થયો અને પોતાના કેટલાએક હથ્થયારો ધારણ કરી હાથમા ગુપ્ત લેપ લઇ, ઘરને તાળુ મારી, વાંદરા પેરે કુદતો કુદતો તે ઝાડ નીચે જઇને તે મુકેલા પથ્થ રાને ફેંકી નાખી તે ઝાડની ઉપર ચઢી બેઠો કઇક થોડીક ક્ષણ વીત્યા પછી તે ઝાડ નીચેના ભોયરામાથી એક ભયકર મુરતી નીકળી આ વખતે તે ભયકર મુરતીનો દેખાવ ખરેખર એક સાક્ષાત જોગણી જેવો લાગતો હતો, તેના હાથમા ખુલ્લી તરવાર ચમકી રહી હતી, તે વીક્રાલ સીહણ સરખી ફાળ ભરતી આગળ ચાલી આ ભયકર મુરતીને જોતાજ તે બહાદુર ડીટેકટીવ તે ઝાડ ઉપરથી ઉતરી તેની પાછળ પડયો જતા જતાં તે પોતાના મનમાં કહેવા લાગો કે, 'ખરેખર ભોળા મનના, કોમળ હૃદયવાળા માનવીઓનો ભોગ લેનાર આ કાંઇ યોગણી નથી, પણ મનુષ્ય રૂપી રાક્ષસણી હોવી જોઇયે ? તેણે ભુતોને નામે લોકોને ઠગવાનો, લુટવાનો અને તે મારે લોકોને ભયમાં નાખી પોતાનો પાપી હેતુ પાર પાડવા માટેજ તે ચડાલણીએ આવો વેષ ધારણ કરેલો હોય એમ લાગે છે. અને હવણા તે પોતા જેવા બીજા કોઇ પાપી પાશે જતી હોય

એમ તેના પગલાઓ ઉપરથી લાગે છે. ચાલ મન ! તે લઇ જાય ત્યાં તું જા ! ને જો ! તે શું કરે છે ! છે ભયંકર ! તેવુંજ તેનુ કામ પણ ભયંકર હોવું જોઇયે ! તેના સાથીઓ પણ તેના કરતાં પણ ભયકર હોવા જોઇયે ! તેની સાથે આજે પ્રસગ પડયો છે, જોઇએ હવે આ પ્રસગ ભયદાયક કે જશલાયક નીવડે છે.' આવી રીતે તે પોતાના મનમાં વીચાર કરતો ચાલ્યો જાય છે, એટલામાં એક બાર થયો તે બાર થતાજ ડીટેકટીવ ચમકયો, તરત તેણે પોતાની કમ્મરમાંથી છ બારની રાયફળ કાઢી અને બારનો અવાજ કયાંથી આવ્યો તે માટે વીચાર કરતો ચાલ્યો જાય છે એટલામાં એક બીજો બાર થયો અને તે બાર થતાની સાથેજ તે તરૂણી રાક્ષણી એક ધીચ ઝાડીમાં દાખલ થતાજ તેણીએ પણ એક બાર કર્યો તેના જવાબમાં ત્રીજા બારનો અવાજ મળવાથી આ તરુણી રાક્ષસણી આગળ ચાલી અને થોડી ક્ષણ પછી તે એક ઉંડી ખાઇમાં ઉતરી, તે ખાઇ બહુ ઉડી, બહુ પહોળી અને બહુ લાંબી હતી આ સમે આ ખાઇમાં પ્રાણહીસક અનેક પ્રાણીઓ ભયકર ત્રાસ વર્તાવી રહેલા હતા તેના ભયથી તે તરુણી રાક્ષસણી અને તે તરૂણ જાસુસ તે ખાઇ પસાર કરી એક મ્હોટા ટેકરા ઉપર થઇ બીજા ટેકરાની નીચે આવી એક ઝાડીની વચ્ચમાં સળગી રહેલી ધુણીને જોતાજ ડીટેકટીવ એક ઝાડના થડનો આશરો લઇ ઉભો, અને તે તરૂણી એક ઝુપડીમા દાખલ થઇ.

વાંચક ! આ સમો ખરેખરો કટ્ટાકટ્ટીનો છે અને તે કટ્ટાકટીના વખતમાં તે તરૂણી રાક્ષસણી પોતાનો પ્રાણ કેવી રીતે બચાવી સટકી જાય છે તે તું એક નજરથી જોજે

આ સમે તે ઝુપડીમાં દાખલ થઈ પોતાનુ ભયકર સ્વરૂપ બદલાવી નાખીને એક તરૂણ સુંદરીને શોભે એવા અલકારો ધારણ કરીને તે ઝુપ ડીની બહાર નીકળીને એક બાર કર્યો બાર થતાની સાથેજ એક તરૂણ બાવો જેને પણ સારા અલંકકારો ધારણ કરેલા છે, તે આવીને આ તરૂણીને ભેટી પડીને પુછયુ કે, 'અહો દીલરંગી ! તમને આવતા વાર કેમ લાગી ?'

તરૂણી—અહો દીલદાર દોસ્ત ! જે શીકારને સાણસે સપડાવવા માટે જ્યાં ત્યાં હુ ઘુમી રહી હતી, પણ હાથમાંથી તે છટકી જવા પામ્યો છે. તેની નીરાશીમાં ને નીરાશીમા ગોથા ખાતા વખત થઇ ગયો.

સા—શું તે પહેલા—

તરૂણી—અરે એવા ત્રણ ચીબડાચોરોથી કોણ ડરે છે ? અને તેનાથી શું થવાનું હતું !

સા—તો પછી—

તરૂણી—એક ઘુપા જાસુસની !

સા—તે જાસુસથી શુ થનાર છે ?

તરૂણી—તે આપણા જેવાનેતો ચપટીમાં ચોળી નાખે એવો બહાદુર ને હીંમતવાન છે

સા—ઝખ મારે છે તે! આપણી હીમત અને ચાલાકી આગળ ! આ જમાનો પતો એના દેવને પણ મળવાનો નથી પણ પહેલાઓનુ તે શું કરયુ ?

તરૂણી તેને તો આપણી ગુફામા કેદ કરી રાખેલ છે પણ મેખનાથે ગઈ કાલે લાવેલા ખજાનાની શી વ્યવસ્થા કરેલી છે ?

સા—મેખનાથ જવાબ દેતો નથી

ત—નહી જવાબ દેવાનુ કઇ કારણ ?

સા—તુંજ

પ્રેતનાથના મુખમાંથી બહાર પડેલા આ શબ્દો સાંભળતાજ તે તરૂણીના તનમાં એકદમ આગ સળગી ઉઠવાથી તે બડબડી ઊઠી કે' 'ઓ ! પ્રેતનાથ ! તે બુરી કરી છે, તે અમૃતમાં ઝેર રેડાવ્યુ છે, અને તે ઝેરની અસરથી મારી મતી તે ભ્રષ્ટ કરાવી છે, તેનો તે બદલો મેખનાથ લીધા વગર શુ રહેવાનો હતા કે ?

પોતાના મોઢાનો રગ બદલાવી નાખીને પ્રેતનાથ કહેવા લાગો કે, તારા તે મેખનાથે મારા ઉપર કાળો કેર વર્તાવવાનુ શુ કાંઈ બાકી રાખ્યુ હતું કે ? તો તે ઝેરનુ વેર વાળી આપનાર હથ્થયાર હાથમા આવતાં હુ કેમ ભુલી જઉ ?'

અહ! હવે હુ બરાબર સમજી ! વાહ પ્રેતનાથ ! શુ તે મને એક હથ્થયાર તરીકે સમજીને તે મને તારા સપાટામા સપડાવેલી છે કે ?' તે તરૂણીએ આંખ ચઢાવીને કહ્યુ

'ત્યારે તુ શુ સમજે છ ? સોગઠી મારવાનો વખત મળતા, તે કયો મુરખ જવા દેતો હશે ?' પ્રેતનાથે મુછના આંકડા વાળીને કહ્યુ

'અહ ! એમ છે કે ? પણ હુ તો તને મુરખ નહી, પણ મુરખનો ભાઈ ગમાર સમજુ છુ હજી મારી બાજી મારા હાથમા છે, તુ જીતી ગયો નથી તો ? જો જો હવે ! તે બાજી ઉપરના સોગઠા કેમ ઉડે છે.' એમ તેણીએ છાંકાટો મારીને કહ્યુ

બસ ! બસ ! હવે તારી ધ્યાનમાં રાખ ! શંખણી ! આ મેખનાથ નથી પણ પ્રેતનાથ છે ! પ્રેતનાથના પલીતાનો લાગેલો આ એકવાર રૂઝાવ ! પછી બાજી ઉપરના સોગઠા ઉડાવવાની ધમકી આપજે. એ તો રંગ ગયો ! રંગની ચટકી ગઈ! હવે તો લટકી મરવાનો વખત આવેલે

[illegible] પ્રેતનાથે [illegible] કહ્યુ.

છે તે લક્ષમાં રાખ.' પ્રેતનાથે ખુબ ધમકાવીને કહ્યું. પ્રેતનાથના આવા અપમાન ભરેલા 'શબ્દો સાંભળતા તેણીને હાડે હાડ અળગી ઉઠવાથી તે એકદમ ઝુંપડીમાં દોડી ગઈ, તરવાર અને ૭ બારની રાયફલ લઈ બહાર આવી, ઉપરા ઉપર ત્રણ બાર કરીને, પોતાની તરવાર ખેંચી અને પ્રેતનાથના મસ્તક ઉપર ધરીને પ્રેત નાથને કહેવા લાગી કે, 'ઓ ગુલામ ! તારી માના સાદનો માલ ક્યાં છે? તે એકદમ કાઢી નાખ અને મને સ્વાધીન કર, નહીં તો જેમ ચોપાટ ઉપરની સોગઠી ઉરાડવામાં આવે છે તેવીજ રીતે તારૂં માથું ઉરાડી મુકવામાં આવશે.

આ બેની વચ્ચે સજડ ચકમક ઝરી રહેલો હતો એટલામાં મેખનાથ અને ચેતનાથ નામના બે લગોટાઓ હાથમાં ખુલ્લી તરવારો લઇને ત્યાં દોડી આવી પ્રેતનાથ અને તે તરૂણીને ઘેરી લઈ મેખનાથે કહ્યું કે, 'ઓ દગાબાજ નાજની ! ઓ પાપીણી ! અંતે તે તારી ઇચ્છા પાર પાડીને એક બીજાના લોહીનો પ્યાલો પીવા ધાર્યોછે કે ? તે તું હવે કેમ પીએ છે તે હું જોઉં છુ, અને તારા આ પ્રેતનાથ પ્રેમીને પણ બતાવું છું. તે અને તારા પ્રેતનાથે મારી છાતી ઉપર પગ દઇ નીચ કાર્યો કરવાનું ધારેલું છે તે શું આ મેખનાથ જોયા કરવાનો હતો કે ? બસ ! બતાવ ! હવણા ને 'હવણા ! તે ભુતીઆ ઘરનો ખજાનો કયાંછે ?' (પ્રેતનાથને) જો ! પ્રેતનાથ ! જો ! જે મારી ન થઇ તે તારી શું થવાની હતી ?

ચાલ ! દુર ઉભો રહે ! બહુ લવારી કરી રહેલી તારી જીભલડીને વસ રાખ, નહી તો તારા કલેજાનો ભોગ તને દેવો પડશે બેસરમ ! નીમક હરામ ! મારૂ ખાઇ મારૂ ખોડવા તયાર થયો છે ? કાલનો માલ કયા છે? તે હવણાને હવણાને ઓકી નાખ ! નહી તો તારી આંખની સામે પ્રેતનાથની પ્રેમ લીલા કરી બતાવીશ.' તે તરુણીએ આંખ ચઢાવીને કહ્યું.

આ શબ્દો સાંભળતાજ ચેતનાથ વાઘની પેઠે તેની ઉપર કુદકો મારીને તેને કહેવા લાગો કે, 'અરે ચડાળણી ! ઘરનો ઉમરો જોવાના સાંસા પડતાં હતાં, તે બતાવ્યો, તેની અંદરનો, ચમત્કાર બતાવ્યો, અને તેનો તુ લ્હવો લેતી થઇ, ત્યારે તું પ્રેતનાથના પ્રેમની લીલા અમને બતાવવાને તૈયાર થઇ છે કે ? હવે તો તુ વ્હેમમાં પડતી વખતે બતાવજે ! અને હુ કહુ છું કે, કેવળ તારા સ્વાર્થ માટે તે અમારા લોહીનો પ્યાલો પીવા માટે પ્રેતનાથને અમારો દુશ્મન બનાવી અમારી સામે ઉભો રાખે લો છે કે ? પણ તે મુર્ખ ! ખરેખરો મુર્ખ ! ! મુર્ખનો સરદાર ! અકલનો અંધ ! બુધ્ધિનો કટાયેલ ! પોતાને હાથે પોતાના પગને કાપનાર ! બહારથી સુંદર, મોહક, ચીત્તને વેધનાર, અંદરની દુરગંધ મારતી—ક્ષણમાં મોહ બતાવતી—ક્ષણમાં ગ્લાની ઉપજાવનાર દુષ્ટ વાસના—ભાવના—નર્કની યાતના કરાવનાર મોહીની રૂપ અગ્ની કૂંડમાં પડવા પહેલા વીચાર કર્યો હત તો પ્રેતનાથના માથા ઉપર આ કાલરૂપ રાક્ષણી બા વાની રૂપ તરવારને ભોગ આપવા માટે તત્પર થાત કે ? જે માણસ ક્ષણીક

સુખની લાલસા રાખી—લાલસા બનાવનારને—આધીન થતી ને તે પોતાના ખરા કર્તવ્યપણાનો ત્યાગ કરી દે છે તે માણસ પોતાનો પોતેજ ન ર કરતા થાયછે. કડવી તુંબડીના બીમાંથી સારા ફળની આશા રાખવી તે આ ગવત કુસુમ સમાન છે. જેવી વાડ તેવી વેલ ! આગણે બોરડી વાવેથી કાંટાજ વ . (તરૂણીને) તેમ તું પણ અમારા આંગણામાં બોરડી રૂપેજ હતી, તેનો આજે મને પુરેપુરો અનુભવ મળ્યો છે. આ અનુભવ, આ બનાવ બનવા પહેલા અનુભવવામાં આવ્યો હોતતો એ રાક્ષણી તને અત્યાર સુધી જીવતી રહેવા દીધી હત કે? ખેર! 'જીતે રહેગે નરતો, ફીર બસાવેગે ઘર' કદાચ તે આશા—નીરાશા સાથે—આશા રાખનારાઓ સહીત નાશ પામે તોય શું ? તેથી હું એમ સમજુ છું કે, હુ સોનાની થાલીમાં મેખ મારી જીતી ગઈછુ તુ જીતી નથી તુ તો આ જગતના સર્વે સુખોથી રહીત બની અમારી સાથેજ નાશ પામવાનીછે'

અહ ! એમ છે કે લગોટા ! દુનીઆને આમજ લુટી ખાધાં છે કે? પણ અમે તો અમારો માલ લીધા વગર અહીથી કદી પણ જનાર નથી ! ઓ કાળા કુત્તા ! બધ કર તારી આખોને ! નહી તો હવણા ફોડી નાખીશ ! આમ કહેતાજ આ રાક્ષસણી ચેતનાથ ઉપર ધસી તે જોતાજ મેખનાથ તેની ઉપર ધસી ગયો આ વખતે આ ચાર વચ્ચે તરવારો ચમકવા લાગીઓ, અને તેથી તેઓના શરીરોમાંથી લોહીની ધારાઓ છુટીઓ તે જોતાજ ડીટેક ટીવીએ તેઓની ઊપર ઉપરાસાપરી બે બારો કરવાથી તે ત્રણે ઘાયલ થઈ નીચે પડયા. પોતાની વીફરેલી ટોલીના પાપનો પડદો ફાડી તેની શીક્ષા કરાવનાર કોઇ જુદોજ ઇસમ આ ગુપ્ત જગ્યામાં દાખલ થઇને આ બાર કર્યો છે એમ તે તરૂણીને તે માટેનો જબરો આચકો લાગતાને વાર તે તરૂણી ત્યાથી જીવ લઇને સટકી તે જોતાજ ડીટેકટીવ પણ તેની પુઠે પડયો. ડીટેકટીવીએ તેને પકડવા માટે પોતાની પ્રબળ શકતોને અજમાવવામા કંઇ બાકી રાખી નહી તરૂણીએ તેને આડો અવળો રજળાવવામાં અને તેને હંફાવવામાં પાછી હઠી નહી પણ ડીટેકટીવ હારી ન ખાતા તેની પુઠતો મુકી નહી તે દોડતી દોડતી તે તળાવમાં પડી અને તેની પાછળ ડીટેકટીવ પણ પડયો.

———o———

## ભેદ સાતમો.

..........

### મોતના પંજામાં ડીટેકટીવ.

રાતના આઠ વાગી ગયા હતા, આકાશની ઉપર કાલાસ છવાઈ જવાથી સર્વત્ર અધકાર ફેલાઈ ગયો હતો રસ્તે ચાલી રહેલા માણસો એક બીજાને ઓળખી ન શકવાથી એકમેકને અથડાતાં અથડાતાં ચાલ્યા જાય છે. અને આ અથડામણથી કોઈ કોઈને કાંઈ ન કહેતાં મનમાં સમજી સહન કરી પોતાના સ્થાને પહોંચવાની ઉતાવળમાં ઝડપથી દોડી રહેલા હતા. આવા અધકારમય સમયે એક તરૂણ પોતાના હાથમાં છુપા દીવાનો ઝાંખો ઝાંખો પ્રકાશ પાડતો એક ઘીચ ઝાડીમાંથી બહાર પડયો, અને સ્થિર

મનથી પોતાના વેગમાં ચાલતો ચાલતો તે સુમારે રાતના નવ વાગે આવી આમ રસ્તાના મધ્ય ભાગમાં આવતા આકાશ ગરજી ઉઠયું, વીજળી કડાકા પર કડાકા બોલાવા લાગી કુદરતની આ બધી ક્રીયાઓ થઈ રહી નથી તો મેઘનાથ તુટી પડયો મેઘનાથને મારી હઠાવી પોતાનો સત્તાનો ડંકો ગડગડાવી સર્વેને વીસ્મય પમાડનારા પવને કાંઈ બાકી રાખી નહી આ બધાનો અનુભવ લેનાર ડીટેકટીવ પાણીથી ભીજાઇ તરબોલ થઇ ગયો હતો, અને પવનની ઠંડી હવાથી તેનુ શરીર ઠકુગાર થઈ જવા છતાં, તે લગરીક પણ કાયર ન બનતાં જે ઘરમાં ગવરીશંકરનું ખુન થયું હતુ, તે ઘરનુ તાળું ઉઘાડી અંદર દાખલ થયો કે તેના સેવકે દીવો સળગાવ્યો પોતાના ભીજાઇગયેલા કપડાઓ બદલાવી પોતાને માટે નીશ્ચિત કરી રાખેલી ઓરડીમાં દાખલ થઈ જુવે છે કે, એક તરફ સગડી દેવતાથી સલગી ઉઠી છે, અને તેની પાસેજ એક ખાટલો બીછાનાથી બીછાવી તૈયાર રાખવામાં આવેલો છે, જેની ઉપર, એક તરફ નાગી તરવાર તો બીજી તરફ પીસ્તોલ ભરીને રાખવામાં આવેલી છે. તેની સામે, પણ થોડેક છેટે એક ત્રણ પગવાળા ન્હાના ગોળ ટેબલ ઉપર એક દીવો રાખેલ છે, જે પોતાના પ્રકાશમય જ્યોતોથી તે સમસ્ત ઓરડી ને અજવાળી કરી મુકી છે

વાંચક ! આ 'જાગતીજ્યોત' વાળા ઘરની ઓરડીમાં આ સમે દાખલ થનાર બીજો કોઈ નહી પણ, આ ઘરમા થયેલા ખુનની તપાસ કરવા માટે ખાસ નીમાયેલો બહાદુર ડીટેકટીવ વીજેન્દ્ર છે, જે પોતાની છુપી તપાસ કરવામાં અત્યાર સુધી રોકાયો હતો, તે તુ વાંચક ! આગળ વાંચી ગયો છે. તે કામમા પુરેપુરો ફતેહ મેળવી બાકી રહેલી તપાસમા જય મેળવવાને માટે આ ભયાનક ઘરમા દાખલ થયો છે, તે કેવી ચાલાકી અને હીમતથી આ ઘરમાં વસવાટ કરી રહેલા ભયકર ભુતોના ધસારા સામે કેમ ટકી છે તે તુ જો અને તેનો તુ અનુભવ લે

તે ચાલાક ડીટેકટીવને બહુ ઠંડી લાગવાથી તે ।। કંપી ગયેલા શરીરને ખુબ શેકીને તે ઘરના અંદરના સઘળા ભાગને તપાસી જોવાને પોતાની ઓરડીની બહાર નીકળ્યો આ સમે વર્ષાદ પડતો બીલકુલ બધ થઇ ગયો હતો. વાદળોનુ કઇ ઠેકાણુ પણ ન્હોતુ કેવલ ચંદ્રમાના પ્રકાશનો આભાસ માત્ર ગગનમડલ ઉપર પડી રહયો હતો જેથી એવી આશા રાખવામાં આવતી હતી કે કલાક કે બે કલાક પછી ચદ્રમા પોતાના શીતલમય પ્રકાશથી આસ્માનને સુશોભીત કરીને સમસ્ત જગના પ્રાણીઓને આનન્દિત કરશે.

આ ઘર ત્રણ મજલાવાળું હતું, અને ડીટેકટીવનો ઉતારો વચલા માળાની એક સાફ કરેલી ઓરડીમાં રાખવામાં આવ્યો હતો. જેવો તે પોતાની ઓરડીમાંથી પોતાના અનુચર સાથે બહાર નીકળી ચાલવા લાગો કે, તે વખતે તેને એમ લાગ્યું કે મારી પુઠ પાછળ કોઇ હસી રહેલું છે. તે કોણ

હશે છે તે જોવા માટે પાછું ફરી તેણે જોયું તો તેના જોવામાં કાંઈ પણ ન આવવાથી જેવો તે આગળ ચાલીને ઉપર જવા માટે ત્રીજા મજલાનો દાદરો ચઢવા લાગ્યો કે, ફરીને તેને ખાતરી થઈ કે, કોઈ મારી આગળ આગળ ચાલી રહેલો છે પણ આ સહનશીલ ચાલાક જાસુસે તેનો કાંઇ પણ વીચાર કર્યા વગર જરા આગળ ચાલ્યો કે, અકસ્માત તેના સેવકે એકદમ ગભરાઇ જઇને એક ભયકર ચીસ નાખી

પોતાના સેવકની આવી એકાએક ભયકર ચીસ સાભળતાનેવાર ડીટેક ટીવે તરત પાછું ફરીને જોયુ તો, તે ખુબ થર થર ધ્રુજી રહેલો છે તેને કાંપતા જોઈ, તેના ડાબા હાથને પકડી લઇને કહયુ કે, 'કેમ કાંપે છે ?'

સેવક—તે, જુઓ બાજુ ! તે જુઓ

વીજેન્દ્રચદ્રે ભીતની તરફ બહુ ટાકી ટાંકીને જોયુ તો એક આધેડ વયની સ્ત્રીની શીકલની છાયા માત્ર નજરે પડી, જે એકાએક હલી અને પછી તે એકદમ ગેબ થઈ ગઇ આ ઉપરથી જાસુસે કહયુ કે, અહીઆનો બધો મામલો એવોજ છે ધભરાઈશમા, અને ડરીશમા, મારી સાથે સાથે ચાલ્યો „આવ.'

સેવક—(ફરી) હાયરે ! નહી, નહી, હવે હુ અહીઆ નથી રહેવાનો મને જવાદો ! અરે ! હવણા તે મારૂ લોહી ચુસી લેશે ! જુઓ ! તે આવ્યો.

એટલુ કહેતાની સાથે ત ત્યાથી જીવ લઇને ન્હાઠો. અને આગળ પાછળ કાંઇ પણ ન જોતા એકદમ તે ભોયતળીઆના બારણા ઉઘાડી તે ઘરની બહાર નીકળી ગયો તેના જવા પછી પણ, જાસુસે પોતાના ચીત્તને જરા પણ ડામાડોલ ન થવા દેતા, વધુ સાહસ કરીને આગળ વધ્યો, દાદરો એકદમ ચઢી તે ત્રીજે માળે પહોચતાજ ત્યાનો દેખાવ જોતાજ તે એકાએક એકદમ અવાચક સરખો બની ગયો તેની સામે, ઉપરથી એક મ્હોટો સરખો દીવામાનો બળતો ભડકો આવ્યો જેમાથી અનેક ભડકાઓ ઉત્પન્ન થઈ ગયા અને તે જાસુસને પોતાની વચમા ઘેરી લઈને, તેની ચારો તરફ દોડવા, ઉછળવા, કુદવા ઇત્યાદી નાના પ્રકારના ભયોત્પાદક દેખાવ બતાવી બતાવીને ડરાવવાને લાગ્યા, પરતુ જાસુસે પણ પોતાના મનને જરા પણ ન ડગવા દેતા, પોતાના મનને કહેવા લાગો કે, 'પ ॰ જો હુ આ પીશાચ યોની ઓનો આ માયીક ભયોથી જરા પણ ભયભીત થઇશ તો તુરતજ મારા પ્રાણ ચાલ્યા જશે' એવો વીચાર કરીને તે જરા આગળ ચાલ્યો કે, એક ખટાક કરતાં અવાજની સાથે તે ભયાનક દેખાવ અલોપ થઇ ગયો. પછી જયારે તે ઉપરની ઓરડીઓ એક પછી એક જોતો જાય છે તો, કોઈના ખડખડ હસવાનો અવાજ આવ્યો, અને તેને ફરીથી ખાતરી થવા લાગી કે, જાણે મારી પાછળ પાછળ કોઈ ચાલ્યો આવેછે

તે ઉપરાત જારાસ વીજેન્દ્રચદ્ર એક જીરણ થઇ ગયેલા દરવાજા વાળી ઓરડીમાં ઘુસ્યો, જે બીજી ઓરડીઓ કરતા આ ઓરડી બહુ મેલી જણાતી હતી, અને જેના એક ખુણામા એક ચમકતો પ..ા વસ્તુ પણ જોવામાં આવી.

જે જાસુસને ઓરડીની અંદર પગ રાખતાની સાથેજ, વીજલીની પેઠે ચમકી ઉઠી, જેથી જાસુસની આંખ અંજાઈ ગઈ, અને જ્યારે આંખ ઉઘડતા તેણે જોયું તો ઓરડીના બારણા બધ થઈ ગયા

ઓરડીના બારણા બંધ થઈ જવાથી, જાસુસ એકાએક કપી ગયો અને તેને ભયે ઘેરી લીધો, જેથી તેને શરદી જેવુ લાગવા લાગ્યુ, અને તેથી તેનુ ચીત્ત ધભરાવા લાગ્યુ એકાએક તેનુ એટલુ બધું ચીત્ત ધભરાયું કે, પહેલા તેને પાંચ મીનીટ વધુ રહેવાનું થયું હોત તો તે અવસ્ય પોતાના પ્રાણથી હાથ ધોઈ બેસતે, પણ તેની સાથેજ તે ઓરડીના બારણા ધીમે ધીમે ઉઘડતાં જોવામાં આવ્યા બારણા બરાબર ઉઘડી ગયા પછી પુરવેની સમાન એક ગોળીના આકારવાળી ચમકી રહેલી વસ્તુ અંદર આવી અને તે ખુણામાં જઈ લપ લપ કરતી ત્યાજ સમાઈ ગઈ તે ત્યાં સમાઈ ગયા પછી જાસુસ ત્યાંથી બહાર નીકળ્યો અને પોતાના ચીત્તને પોતાને વશ કરીને તેણે બીજી ઓરડીઓ પણ જોઈ પરતુ તે સીવાય, તે ઉપરાંત બીજો કોઇ હ્રદયવીદારક બનાવ ન બન્યો

ઉપરની બધી ઓરડીઓ બરાબર જોઈ તપાસી લઈ તે પાછો બીજે મજલે આવવાને ત્રીજા મજલાનો દાદરો ઉતરવા લાગો તે વખતે તેની કાંધ ને હાથ લગાડી પાછો ખેચી લીધો જેથી જાસુસને એમ લાગ્યું કે જાણે કોઇએ બરફનો ટુકડો રાખી દઈ અને તેની સાથેજ કોઇનો હસવાનો અવાજ આવ્યો આવી રીતે જાસુસ ભયાનક આપદાઓથી બચતો બચતો નીચે ઉતર્યો અને નીચલા મજલાની તમામ ઓરડીઓમા શોધ ખોલ કરતો જ્યારે તે (જેમાં ગોલીના આકાર વાળી ચમકેલી વસ્તુ જોવામાં આવી હતી) ઉપર વાળી ઓરડીની નીચેની ઓરડીમાં દાખલ થયો. પોતાના હાથમાના પ્રકાશ મય દીવાને જમીનપર રાખી તેની તપાસ કરવા લાગો કે, તે ઓરડીના બારણા પ્રથમની પેઠે બધ થઈ ગયા પરતુ આ વખતે તે જરા પણ ચલીત ન થયો, અને વધુ દ્રઢતાની સાથે કૌતુક વર્ધ્ધક ઘટનાઓની પ્રતીક્ષા કરવા જતાં, ધીરે ધીરે તેના આગળ રાખવામાં આવેલી ખુરસી જરા આગળ વધવા લાગી, જે બે હાથ જેટલી લાંબી જઇને અટકી ગઇ. તે આગળ ન જતાં અહીઆ અટકી જતાંને વાર એક ફટાકડો ફુટવા સરખો અવાજ તેને કાને અથડાયો અને પહેલાની એક ચમકતી ગોળી કમાડના છીદ્રની અદરથી આ વીને તે ખુરસીની ચારો તરફ ત્રણ ચાર ફેરી નાચી, ખુબ કુદી, પાછી સમાઈ ગઇ તેના પછી ત્યાં પડેલી ખુરસી ઉપર એક સ્ત્રીના હાડપીજરનો કઇંક આભાસ માત્ર પડવા લાગો ધીમે ધીમે તે હાડપીજરે પોતાનું ખરેખરૂં રૂપ ધારણ કર્યું, અને તે એક અત્યત સુદરી યુવતીના રૂપમાં જણાવા લાગી. પરતુ તેનુ મુખ અને તેના બંને હાથો શોકથી સુકાઇ પીળા થઈ ગયા હતા. તેને જોતાંજ જાસુસની સર્વે ઈદ્રીઓ શીથીલ જેવી બની ગઇ. નથી પોતાનો હાથ હલાવી શકતો, કે નથી પોતાનો પગ આગળ ઉપાડી શકતો, કે

નથી બોલી શકતો. પણ કંઇક થોડીક અંદરની જીવાગ્નિ જાગ્રત હતી અને આંખોમાંની પુતળીઓ તો જેવીને તેવીજ હતી. તે સુંદરી એકાએક હસી પડી, અને તેની સાથેજ એમ લાગ્યું કે જાણે કોઇયે કમાડ ખુબ જોરથી ઠોક્યું કીંવા તે સુંદરીએ પોતાના હાથને જરા લંબાવીને કમાડ ઉઘાડી નાખ્યુ. અને તે બારણા વાળી ઓરડીમાંથી હસતો હસતો એક પાટલો અને દુબળા સરીરવાળો એક નવયુવક આવતો જોવામાં આવ્યો તે યુવકન આવ્યા પછી કેટલોક સમય વ્યતીત થયા પછી થોકાથોકનો એક અવાજ આવ્યો, અને ભીત ઊપર એક ભયકર મનુષ્ની મુર્તીની છાયા નજરે પડવા લાગી ધીરે ધીરે તે છાયા વધવા લાગી અને તેની સાથે બે આંખો પણ બહાર નીકળી આવી જે વાઘની આંખોની પેઠે ચમકવા લાગી તે તરૂણને જોતાંજ ખુરસી ઉપર બેઠેલી સુદરીવાળી છાયા હસતી ઉઠી અને ચાહતી હતી કે, બંને ભાગી જઇયે, પરતુ એકાએક તે ભયકર મુર્તી વાળી છાયા વચમાં કુદી પડી અને તે બનેને પોતાની બગલમા લઇને નાચવાને મડી પડી તેઓ આવી રીતે નાચવાથી તેના શરીરમાથી આગની રંગ બેરંગી ચીંગારીઓ નીકળવાને લાગી. જેમાંથી એક પ્રકારના ન્હાના ન્હાના દુખો ઊત્પન્ન કરવાવળા કીડાઓ પણ નીકળતા નજરે પડવા લાગ્યા તેથી જાસુસનું ચીત્ત બહુ વ્યાકુલ થઈ ગયુ, અને ધભરાઇ જઈ તેને નામ માત્રનો ચહેરો જોવાને માટે પોતાના પ્રકાશ માન દીવા તરફ જોયુ તો તે બતીની ઊપર પણ લાખો કીડાઓ છવાઈ ગયેલ જોયા જેથી તેનો પ્રકાશ પણ ઝાંખો પડા ગયો હતો

એકાએક તે નવ યુવક વાળી છાયા, ભયકર મુર્તી વાળી છાયાની બગલમાથી છુટી ગઈ અને પોતાની કમ્મરમાંથી એક છુરો કહાડીને તેની ઉપર દોડી, અને દોડતાનીજ સાથે તે ભયકર મુર્તીવાળી પડતી છાયા ભડકી ઉઠી અને પાછળ હઠી સંતાઇ ગઈ જ્યા સુધી તે પોતાના છુરાથી તેને ઘાયલ કરે નહી ત્યા સુધીમા તેણે પોતાનો હાથ આગળ લંબાવીને તેનું ગળુ ડાબી દઇને તે સ્વયમ તે સુદરીવાળી છાયાની સાથે અલોપ થઇ ગઇ એ ઉપરાંત પુનઃ ભીન ભીન અવાજની સાથે રગ બેરગી ચીગારીઓ તે ઓરડીમાં ચારો તરફ ઉડતી નજરે પડવા લાગી

આ સમે ડીટેકટીવ જ્ઞાન શુન્ય બની ઉભો ઊભો આ ભયોત્પાદક દેખાવોને એકી નજરેથી જોઇ રહેલો હતો જે સાહસ તેણે અત્યાર લગી કર્યો હતો, અને તે સાહસથી તે અત્ય. લગી આ જાગતીજ્યોતવાળા ધરની ઓરડીમાં આ બની રહેલા ભયંકર બનાવો જોવાને ટકી રહેલો હતો, તે સાહસે તેનો પીછો હજી સુધી છોડયો ન હોવાથી તેને કઇક વાર ખટખટના થઇ રહેલા શબ્દની સાથે પોતાની સામે વાળા બારણાઓને ધીમે ધીમે ઉઘડતાં દીઠા. જ્યારે તે બારણાઓ પુરણરૂપથી ઉઘડી ગયા તો તેણે જોયું કે,

ઓરડીમાં એક પાથરેલી ચટાઈ ઉપર એક માણસનું મરેલું શબ પડેલું છે. જેના હાથ પગો બીલકુલ ફુલી ગયા હતા અને એ ઉપરથી એવી ખાતરી થતી હતી કે, જાણે આ પાણીમાં ડુબી જઇને મરણ પામેલો છે ત્યાર પછી એક બુઢી તે ઓરડીની બાજુની ઓરડામાંથી બહાર નીકળીને ધીમે ધીમે આવી અને તે પડેલી લાશની પાસે ઉભી, અને ત્યાંથી તે લાસને ઉપાડવાની ચેષ્ટા કરવા લાગી તેનો વારવાર યત્ન કરવા છતા પણ, તે લાસ તેનાથી ઉપડી ન શકવાથી તે રડવાને લાગી તેના રડવાનો અવાજ તેના મોઢામાંથી બહાર નીકળતાની સાથેજ ચીગારીઓમાથી ચીગારીઓ ઉત્પન્ન થઈ આગળ કરતાં વધારે તેજવાન થઇ વધુ પ્રમાણમાં વધી વધુ જોરથી અંહી તંહી ઉડવાને લાગીઓ તેનીજ સાથે તરણવાર ખટખટનો અવાજ ડીટેકટીવને કાને અથડાયો અને પહેલાની પેઠે એક ભયકર મુર્તીની છાયા ભીત ઉપર નજરે પડવા લાગી તે છાયાયે ધીમે ધીમે પોતાનુ પુરૂ રૂપ ધારણ કરયું, જેને જોવાથી આપણા ચાલાક ને બહાદુર ડીટેકટીવને શરદી થઈ હોય એમ જણાવા લાગ્યુ.

જ્યારે તે અવાજ એકદમ બધ થઈ ગયો ત્યારે આ આખી ઓરડી ધરતીકંપની પેઠે એકવાર કપી ઉઠી અને તે બુઢીઆને કોઇનો આવવાનો સણુસણાટ જણાતાંજ તે પોતાની પીઠ ફેરવીને જોવા લાગી

તે પાછુ ફેરવીને જોય છે તો, તે ભયકર મુર્તીવાળો પડછાયો કુદી પડીને જેવી રીતે તે પ્રેત-દમ્પતીને પકડીને ડબાવ્યા હતા તેવીજ રીતે તેણે તેને પણ તેજ માફક ડબાવી દીધો, અને તે પુર્વવત સપુર્ણ ઓરડીમાં નાચવા કુદવાને લાગી અને તે ઓરડીમાં પુરેપુરી શાન્તી છવાઈ ગઇ.

જ્યારે તે ઓરડીમાં ફરીથી આગની ચીગારીઓ ડીટેકટીવની નજરે પડવા લાગી. અને તેથી ડીટેકટીવની આંખો પણ તેની ઉપર ચોટી ગઈ. ધીરે ધીરે તે વધીને બે આંખોના રૂપમા બદલાઇ ગઈ, જે અત્યંત ભયાનક અને કુટીલ પ્રતીત થતી હતી. અને તેમાંથી ન્હાના રંગોથી ભૂષીત રંગ બેરંગી ચીંગારીઓ નીકલવાને લાગી. જેમાંથી એક પ્રકારના અસખ્ય ખરાબ ખરાબ કીડાઓ નીકળી ચારો તરફ ફેલાઈ જઇને વીજેન્દ્રચદ્રના શરીરની ઉપરથી ઉડતાં જણાવા લાગા. આથી ડીટેકટીવનું ચીત્ત એટલું બધું ધભરાઈ ગયુ, અને તેની સાથે તેને એવુ જણાવવા લાગું કે, હવે હું આ ઓરડીમાંથી જીવતો જઈ શકવાનો નથી. પણ એટલામાં તે બંધ થઇ ગયેલા બારણા ધીરે ધીરે પોતાની મેળે ઉઘડી ગયા. અને હવાનો એક એવો ઠંડો સપાટો આવ્યો, જેથી તે ઊડી રહેલી ચીંગારીઓ ગુમ થઇ ગઈ અને ડીટેકટીવના શરીરની સંપુર્ણ છંદ્રીઓમાં સંચાલણ શક્તિ આવી ગઈ.

એ ઉપરાંત તે નીચેની અને તે સીવાય તમામ ઓરડીઓની તપાસ કરી પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો

આ સમે ચદ્ર દેવતા પોતાના સ્વચ્છ અને શીતલમય પ્રકાશથી આકાશને સુશોભીત કરી રહેલો હતો, અને રાત પણ અડધીથી વધારે વીતી ચુકી હતી, ડીટેકટીવ પોતાની ઓરડીમાં આવી પોતાના ખાટલા પર આડે પડખે પડીને એક ચોપડી વાંચવા લાગો

ડીટેકટીવે પોતાની ચોપડીના ચાર પાચ પાના તો વગર અડચણે વાંચ્યા હશે એટલામાં એકાએક કોઈ એક ચીજ પુસ્તકના પાના અને બળતી બતીની શીખાની વચ્ચમાં નજરે પડી જેને જોતાજ તે ઉઠી બેઠો થયો અને તેને જોવા લાગો ધીરે ધીરે તે શીખા, ઓરડીની શુન્યતામા એક મનુષ્ય રૂપ ધારણ કરવાને લાગી તે રૂપ એક બે ડોલ આકારમાં બદલાઈ જઇને ઓરડીની અંદર ચારો તરફ ફરતી નજરે પડવા લાગી એટલામા એકાએક ડીટેકટીવની બાજુ વાળી ઓરડીનુ બારણુ ઉઘડયુ (જેમાં દાખલ થવાનો રસ્તો તે ઓરડીમાથી હતો) જેમા તે માણુસનો બે ડોલ આકાર જઇ તેમાં સમાઈ ગયો આની બાદ, કાંઇક થોડો વખત સુધી શાત રહયુ હતુ. પછી કઈક વેળા વીત્યા પછી ખટખટનો અવાજ આવ્યો અને એક માણસ એક ખાટલા ઉપર સુતેલો નજરે પડયો એ ઉપરાત એમ જણાવા લાગુ કે, જાણે આ ઓરડીમા ઘણા માણસો ફટકા ભુસ્કાઓ મારી રહેલાઓ છે ફરીને પહેલાની માફક તરણવાર ખટખટનો અવાજ ડીટેકટીવને કાને પડયો. અને ત્યાં કઈક મ્હોટી મ્હોટી શીકલો ઉત્પન્નથઇ અને તેના માથાઓ ઓરડીના ઉપલા ભાગને જઇને લાગા હતા અને તે તરવારો લઈને પરસ્પર નાચવા કુદવાને લાગા જેથી ખાટલા ઉપર સુતેલો માણસ ચોંકી જાગી ઉઠીને થર થર કાંપવા લાગો અને તે અહીથી ભાગવાનો વીચાર કરતો હતો, એટલામાં એક મ્હોટો શીકલ તે માણુસની પાશે આવી જેવી તેણે પોતાની તરવારવાળા હાથને ઉપર ઉઠાવ્યો કે તેવીજ તે માણુસના મોમાંથી એક ભયાનક ચીસ નીકળી ગઇ જેનુ કારણ ડીટેકટીવ કઇ પણ ન સમજી સકયો અને તે પણ આ વખતે બેશુધ્ધ થઈ જમીન ઉપર તુટી પડયો

આ ભયાનક દેખાવોથી ડીટેકટીવને પણ ભયભીત બનાવવામાં કોઈ તરેહની કસર રાખવામા આવી ન્હોતી પરંતુ તે એવો દ્રઢ વીચાર કરીને રહેલો હતો પહેલા જો હુ જરા પણ ડરી જઇશ તો મારી પણ આવીજ દશા થશે તેથી તેણે પોતાને માથે આ ઉઠાવેલા સાહસનો પીછો ન મુકયો ત્યાર પછી તે ઓરડીનુ બારણુ આપોઆપ બધ થઇ ગયુ અને તેણે ફરીથી પોતાની ચોપડી ઉઘાડી વાંચવા લાગ્યો એટલામાં કાગડાઓનો કાંવ કાંવ કરવાનો અવાજ ડીટેકટીવને કાને પડતાજ તે પોતાના મનમા કહેવા લાગો કે, 'હવે સવાર પડવામાં બહુ વખત નથી આની પછી થોડાક સમો વીત્યા બાદ સુરજ ભગવાનના દરશણ થતાજ ડીટેકટીવ પણ પોતાને ઉતારે ચાલ્યો ગયો.

# ભેદ આઠમો.

.........

## ડીટેકટીવનો જય–હરામખોરોને શીક્ષા.

એ દીવસ ને એ રાત, સખ્તમાં સખ્ત, જીવ લેણુ, જેહમત ખેંચીને અને હરામખોરોની યુકતીદાર ખુબીથી શોધી કહાડવામાં આવેલી, કોઇ શોધી ન શકે, કે કોઈ તેનો ગુપ્ત ભેદ જાણી ન શકે એવા વસાવેના સ્થાનો, અને તેમાં સંતાઈ બેસી અનેકને ઠગી, અનેકને લુટી, ત્રાસ આપનારાઓને પકડી, તેના સ્થાનોનો નાશ કરાવી, અને તે ધુતારી લુતારી ટોલીના નીચ કામો બદલ શીક્ષા કરાવી, બીજા દીવસની બીજી રાતે, 'જાગતી જોત' વાળા ઘરમા વસનારા ભુતોની સાથે આખી રાત યુધ્ધ ચલાવી, સહવાર પડતાંજ તે 'જાગતી જોત' વાળા ઘરમાંથી બહાર પડી, તે બહાદુર ડીટેકટીવ ભગવત ચદ્ર બાબુને મળવા માટે, બાબુના ઘરમા દાખન થયો વાંચક ! ચાલ આપણે પણ તેની સાથે જઇએ અને તે બેની વચ્ચે શુ શું વાતચીત થાય છે તે આપણે સાંભળીએ

'આવીએ, આવીએ, મહાશય ! હુ આપની કયારનો રાહ જોઇ રહયો હતો ?'

એટલુ કહેતાની સાથે રાય ભગવતચદ્ર જે પોતાના ઘરના એક ભભકાદાર દીવાનખાનામાં બેઠો હતો, તે ત્યાંથી ઉઠી ઉભો થયો અને જરા આગળ વધીને તે બહાદુર ડીટેકટીવનો આદર સત્કાર કરી, તેનો હાથ ઝાલી પોતાની બેઠક આગળ લઇ જઇ, પોતાની બાજુમાં બેસાડી પુછયુ કે, 'કહો મહાશય ! ગતના તો ભયાનક આપદાઓની સામે તમારે જબરદસ્ત યુધ્ધ મચાવવુ પડયુ હશે '

**જાસુસ**—આપદાઓને માટે આપ શુ પુછો છો એ તમારા 'જાગતી જોત' વાળા ઘરમાથી કોઈ ખરો હીમતવાન સાહસીક વીર પુરૂષ સીવાય બીજો કોઈ જીવતો નીકળી સકશે નથી ! !

એટલુ કહી જાસુસે 'જાગતી જોત અને ભુતોનુ ઘર' વાળી સમ્પૂર્ણ આપત્તીઓ, અને તે ઘરમાની પૂર્ણ દુર્ઘટનાઓની બનેલી કથાનો અધ્યાય કહી સભળાવ્યો જે સાંભળતાજ તે ઘરનો માલીક શ્રીમત શેઠ રાય ભગવતચદ્ર કાંપી ઉઠયો, અને પોતાના બને કાનો ઉપર, પોતાના બને હાથો મુકીને કહેવા લાગો કે, 'હરે રામ હરે રામ ! ! ! ત્યારે એ તો મ્હોટો ભયકર મામલો છે ત્યારે તો મે ફોકટના એટલા બધા રૂપીઆ ખરચીને તે ઘર બંધાવ્યું અગર જો હુ એવુ જાણતો હોત તો કદી પણ તે જગા ઉપર ઘર બધાવત નહી. હું તો એમજ સમજ તો હતો કે કઈ જીવ વગરની સાધારણ વાત હશે, પણ આતો અત્યત ભયકર નીકળી.'

જાસુસ–શું તમને સરવે વાતોની ખબર હતી કે ?

ભગ–હું આ બાબદો સબંધી ખરેખરી હકીકતથી, ખરેખરી રીતે માહીતગાર ન્હોતો પણ તે માટે લોકો એવું કહયા કરતાં હતા, કે, આમા 'ભુત' રહેછે, જે નાના પ્રકારના ભયંકર સ્વરૂપ બતાવીને લોકોને બીવરાવ્યા કરેછે.

જા—શું આપ બતલાવી શકશો કે જે શીકલો સંબંધી મેં તમારી સાથે તકરાર ચલાવેલી હતી, તેમાંની કોઇપણ સીકલોને આપ ઓળખો છો ?

ભગ–એમાંથી કેવલ અતીમ શીકલ મારા ચાકરની હોય એમ લાગે છે. કેમકે જેવું તમે તેનુ વરણુન કરેલુ છે. તે માફક (એક ફોટો બતાવીને) તે છે પણ આમા અને તેમાં કઇકિ થોડોક ફરક જણાય છે

જા—(ફોટો જોઇને) જી હાં, બેશક આ ફોટોમાની સીકલ અને મેં કહેલી સીકલને સેજસાજ મળતી આવે છે આ ઉપરથી એમ જણાય છે કે જેટલી શીકલો તે ઘરમા મારા જોવામાં આવી હતી તે સરવે તે ઘરમા કયારે ને કયારે મરેલીઓછે અને તે ઘરમાં કોઈ એવી એકાદ ગુપ્ત શકિત છે, જે તે સરવેના આત્માઓને પોતાની આકર્ષણ શકતીના સમેગથી કઈ જવા દેતી નથી

ભગ—હા, આ ઉપરથી તો એમ જણાય છે તો કહો કે તમે આ બાબદ સંબધીનો કઇ પણ પતો મેળવ્યો ?

જા—જી હાં પણ તમારા ઘરના પશ્ચીમ દીશા વાળા ખુણાવાળી નીચેના ભોયતળીઆવાળી ઓરડી ખોદાવવી પડશે

ભગ—કાંઈ ચીતા નહી એમા શી મ્હોટી વાત છે

આને બીજે દીવસે, તે ઓરડી, જેમા એક ગોળીના આકારવાળી ચમકેલી વસ્તું જોવામાં આવી હતી તે ઓરડી ખોડી નાખવામા આવી વાંચક ! આ ઓરડી આ ઘરના વચલા માળાની નીચે આવેલા ભોંય તળીયે હતી. તે ઓરડીની જાસુસ હવે કેવી બારીકી અને ચાલાકીથી તપાસ કરે છે તે જોવાને તુ પણ મારી સાથે, ડીટેકટીવની પાછળ પાછળ ચાલ્યો આવ. ભોંય તળીઆ વાળી ઓરડીની નીચેની જમીન ખોડતા તેની નીચે એક મ્હોટો, દરવાજો જોવામાં આવ્યો તે દરવાજાની અંદરથી પ્રવેશ કરીને, એક ઓરડામાં જવાનો રસ્તો મળ્યો જેની આજ દીવસ સુધી કોઇને કઈ પણ ખબર ન્હોતી જાસુસે ભગવતચંદ્ર અને તેના કેટલાએક માણસોની સાથે તે દીવાનખાનાની અંદર શોધખોલ ચલાવી પણ કહી મળ્યુ નહી તેથી ડીટેકટીવ દીવાનખાનાના મધ્ય ભાગમા ઉભો રહીને પોતાની નજરને ચોતરફ ફેરવવા લાગો ફેરવતા ફેરવતાં તેની નજર તે દીવાનખાનાની ભીતની અંદરનો ઉપસી આવેલા એક ભાગ ઉપર પડી તરત તેણે તે ભીતની બહાર નીકળી આવેલા ભાગને માણુસની પાસે ખોદાવી નાખ્યો. તો તે ભીતની અંદર એક લાકડાનું આરયુ,

ખાખી રંગથી રંગેલું ગોઠવેલું તેના જોવામાં આવ્યું. તે ઉઘાડી જોવાની કોઇની હીંમત નહી ચાલવાથી, જાસુસે તે આરયુ ઉઘાડયુ જેના એક ખાનામાં એક કમડળ અને એક ખપ્પર રાખવામાં આવેલુ હતું ખપ્પરતો એટલુ બધું સડી ગયુ હતુ કે તેને જાસુસનો હાથ લાગતાજ તે ચુરેચુરા થઈ ગયુ. તે ઉપરથી તેને એમ જાણવામાં આવ્યુ કે, આ વસ્તુઓ, અંહીયા ઓછામાં ઓછા બસો કે ત્રણસો વરશો પહેલાની રાખેલી હોવી જોઇયે, તે આર્યાના બીજા એક ખાનામાંથી, એક ન્હાની સરખી પેટી મળી. જે ઉઘાડવાને માટે જાસુસે બહુ ખટપટ કરવા છતા તે ન ઉઘડી અતે તે પેટીનુ ઢાંકણું ભાગી નાખતા, તેની અદરથી એક કાલા શીશામાં ચમકી રહેલી આંખ મળી, જેમા એક પ્રકારના પાણીના સમાન સફેદ ધાતુ ભરેલી હતી, જે એક પ્રકારના, ન જણાય, એવી કોઇ એકાદ ધાતુની બહુજ ન્હાની ચોકી, (બાજોઠ) જે વચમા બીનકુલ પોકળ હતી, જેના નીચલા ભાગની ઉપર એસાડવામા આવી હતી તેમાંથી એક પ્રકારની ઝાખી જ્યોત નીકળીને તે ન્હાની ચોકીના ઉપલા ભાગની ઉપર પડતી હતી અને તે બાજોઠીની ઉપર એક તપ્રેશ્વરીની તસવીર ચીતારવામાં આવેલી હતી. જેની વચમાં એક ઉભી સોઇ ખોસેલી હતી, જે બહુ તેજીની સાથે ફરી રહી હતી.

જાસુસે તે જોવાને માટે તેને પેટીમાથી બહાર કહાડી કહાડતાની સાથે તે એકદમ હવા જવાથી તેમાના થોડાક પાણી સમાન સફેત ધાતું પડી ગઇ ધાતુ પડતાની સાથેજ જાસુસને એક એવો સખ્ત ઝટકો લાગો કે જેથી જાસુસના હાથમાનો તે ન્હાની બાજોઠી નીચે પડી ગઇ બાજોઠી પડતાનીવાર તે ઓરડો એકદમ હલવા લાગો, જેના હલવાથી, તેમાના બધા માણસો આડા અવળા પડી ગયા,

બનાની પહેલા જાસુસ બેઠો થઇને ઘર ધણીનો હાથી પકડીને બેઠો કર્યો. જે નીચે પડગો પડયો આખો બધ કરીને હાફી રહયો હતો. અસ્તુ. જાસુસે તે ન્હાની બાજોઠીને ફરીને ઊપાડી જોયુ તો આખવાળો ચમકતો શીશો ફુટી ગયો હતો અને તેનો ઉપલો ભાગ પણ તેનાથી છુટો થઇ ગયો હતો જેના નીચલા ભાગની ઉપર એક ભોજ પત્ર ચોટાડેલ હતો. જેની ઉપર આ નીચે દર્શાવેલા શબ્દો લખેલા જોવામા આવતા હતાં

'આ જગ છે મારૂં, જે કોઈ કરે આમા ઉતારો,
આ સોઇ સરખો તે ફરે, તેની પછી થાય અંધારૂ,
જેથી જાય તેના પ્રાણ, જે હોય મુરખ અને અજ્ઞાન.'

જ્યારે જાસુસ અને તે લોકો આ પદ વાંચ્યા પછી જાસુસે કહયું કે, 'કહો રાય સાહેબ ! શું તમને આ બધા બનાવની મતલબ સમજવવામાં આવી કે ?

**ભગ**—નહીંજી! મારા સમજવામાં તો કંઇ નથી આવ્યું.

**જા**—મારા જોવામાં જ્યાં સુધી મારી બુધ્ધી કામ કરી શકેછે ત્યાં સુધી નજર પહોચાડીને ખાતરી પુરવક તમને કહેવાને શકતીવાન થયો છું કે, અહીયા કોઇ મહાત્મા રહેતો હતો જે મહાત્માને કોઇ દુષ્ટોએ સતાપ્યો હશે અને તેથી તેણે તેનાથી પોતાનો છુટકો કરવાને માટે તેણે આવી આકર્ષણ શક્તીનો પ્રયોગ કરીને તેમાજ સમાધી ચઢાવી, સમાધીમાજ આત્માનો ત્યાગ કરેલો હોવો જોઇએ આથી જે કોઈ આ ઘરમાં આવી રહેછે તે ઠરી ના શકતા બલકે ભયભીત બની ભાગી જાય અથવા મરી જાય છે

જાસુસની આ શોધ ખોલથી મલી આવેલી તે તમામ વસ્તુઓને અ ગ્નીથીબાળી ભસ્મ કરી નાખો અને તે ઘર પાડી નાખી, અને તે ઘર નીચેની સઘળી જમીન ખોદાવી, સાફસુફ કરાવી, તેની ઉપર નવુ ઘર બંધાવવા લાગ્યુ સયોગ વશ તેજ રાતના તે પાડી નાખેલા ઘરમા કેટલાએક મજુરો રહયા હતા, પણ પહેલાની પેઠે કાઇ પણ બનાવ બનવામા આવ્યો નહી તે ઘરના માલેકે જાસુસને આ ભેદ શોધી કાઢવાને માટે, જાસુસને એક જાહેર સભા સન્મુખ ખુબ સાબાસી આપી નીસ્ચીત પારીતોષીક એવડો આપી. વીદાય કર્યો.

જાસુસ પોતાની આફીસમાં જઈ પોતાના ઉપરીને આનો બધો હેવાલ લખી મોકલાવ્યો ત્યાથી જડજને પણ તેની હકીકત લખી જણાવી શેશન કોરટથી રાય સાહેબનો નોકર તારકનાથ સાફ છુટી ગયો અને થાણેદાર હાથ ઘસતો રહયો ઇનામ મેળવવાને બદલે બદનામ થવુ પડ્યુ અને તે દીવસથી જાસુસની પણ પ્રખ્યાતી થઇ

સમાપ્ત.

હીંદુ પારસી અને મુસલમાનોમાં પોતાના બાપદાદાનો
જાણીતા ધંધામાં જાતી મહેનતથી પ્રખ્યાત થયેલ

# ધી મોરારજી વૉસીંગ

# ડાઇંગ કંપની.

અમારા માનવંત ઘરાકો જેઓ હમારા હાથથી, અને જાતી દેખરેખ અને જાતી મહેનતથી જે સફાઈદાર, અને વખતસર, થતા કામોથી અજાણ્યા તો નહીજ હોય જે લોકો આ ધંધાથી બીન માહીતગાર છે અને હળદરનો ગાઠીઓ પારખવાથી કંઈકો ગાંધી બની જવાનો ડોલ ઘાલેછે તેમ આ અમારો ધંધો કેટલાકો કરવાને મંડી પડયા છે પણ જેવી રીતે અમે અમારા આ બાપીકા ધંધામા કુસળતા મેળવેલી છે તેવી રીતે પારકે હાથે આ ધંધો ચલાવનારાઓએ કુશળતા મેળવી નથી આ અમારા બાપીકા અને જુનામાં જુના ધંધાને ખીલવવા માટે અમારા ઘરાકો અને મીત્રોની ખાસ ફરમાસથી અમે નીચે દર્શાવેલે ઠેકાણે કપડા ધોવા, રંગવાનો આજ કેટલાક વર્ષો થયા દુકાન ઉઘાડેલી છે, જે માટે આશા રાખવામા આવે છે કે અમારા કદરદાન ઘરાકો અમને પુરતો આશરો આપવાની મહેરબાની કરશે

અમે સુતરાઉ, રેશમી, ગરમ અને દરેક જાતના કપડા છેલ્લામાં છેલ્લી સાયનીતીફીકોની રૂહીએ વીધ્યાહુન્નરને અનુસરતા તદન અપ-ટુ-ડેટ ધોરણ મુજબ ધોઈ તેમજ રંગી આપીશુ.

અમે એવા જુના ને મેલા ખખ કપડાને ધોઇ તેમજ રંગી તદન નવાં જેવા બનાવી આપીશુ

છેલ્લામા છેલ્લા ફેશનોના અપ-ટુ-ડેટ રંગોમાં દરેક જાતનાં કપડાં વીલાયતી જેવા પાકા રંગી આપીશુ. એકવાર રંગાવશો તો કપડુ હાથમાથી મુકવા નહીં ગમે એવુ ફાકડુ કરી આપીશુ

અમારૂ સઘળુ કામ જાતી અનુભવથી અને હાથ નીચે રાખવામાં આવેલા ખાસ એક્ષપરત માણસોથી બનાવવામાં આવે છે.

ધોવાના, રંગવાના તેમજ બીજા દરેક કામના ભાવ ઘણાજ મધમ અને કીફાયત રાખેલા છે.

ઠેકાણું—ભૂલેશ્વર ફીરંગી દેવલની આગળ ડાકટર પોપટ પ્રભુરામની બાજુમાં.

# વીશી! વીશી! વીશી!!



સરવે હીંદુ ભાઈઓને જાહેર કરવા અમોને ઘણી ખુશી ઉપજે છે કે અમારી વીશી જાગતી મોહોલ્લામા લક્ષ્મી નારાયણના મંદીરની બાજુંમાં **"આર્ય વિશ્રાતી ભોજન ગ્રહ"** ના નામે ઘણા વરસોથી ચાલે છે જ્યાં જમનારાઓને અમારા ઉત્તમ ખોરાકની સગવડતાથી કેટલો સંતોષ થયો છે તેના વખાણ અમારે મોઢે કરવા એ આપ વડાઈ કરવા સરખુ ગણાય, તેથી તમોજ કોઈને પુછી અગર એકાદ વખત મુલાકાત લઈ ખાત્રી કરશો એવી આશા રાખીએ છીએ હાલમા કેટલાક ભાઈઓની ખાસ ભલામણથી અને તેમના અત્યંત આગ્રહથી તેમની સગવડતાની ખાતર અમારી ઉપર જણાવેલી વીશીની શાખા અમોએ **"ભીંડી બજાર અથણાવાલાની ઉપર પહેલે માળે"** હાલમા ખોલી છે જ્યા જમવા આવવાની ખાસ ભલામણ કરીએ છીએ

રસોઈમા ખોરાક તથા શાકભાજી ઉંચા અને તાજા વપરાય છે, તેમ જ રસોઈ ઘણીજ કાળજીથી સ્વાદીષ્ટ બનાવીએ છીયે જેને માટે ખાસ અનુભવી અને હુશીયાર રસોઈયા રોકવામા આવેલ છે ત્યા જમવાથી તમોને ઘરની રસોઈ કરતા વધુ સુખ મળે એવી દરેક સગવડ જાળવી છે.

જમવાની જગ્યા તથા બેશવા સારૂ જગ્યા અલગ સારા પ્રકાસવાળી અને તદન સ્વચ્છ રાખી છે જેથી વળી વાતોને તે બાબતનો પણ સંતોષ મળે તેમ છે માટે દરેક હીંદુ ભાઈઓને અમારી એકાદ વખત મુલાકાત લેવા માટે ખાશ વીનતી કરીએ છીએ.

હાલમાં મોંઘવારી સખત હોવા છતા વીશીનો દર માસ એકના ફક્ત રૂપીઆ સાડા છ તથા સાત રાખવામા આવ્યા છે

તેમજ દીવસ આઠના રૂપીઆ ૨) બે

દીવસ ૪ ચારના રૂપીઆ ૧—૨—૦

દીવસ એકના રૂપીઆ ૦—૪—૬.

ટંક એકના રૂપીઆ ૦--૨--૬.

વિશેષ ખુલાસો રુબરુમાં થશે માટે દરેક ભાઈઓને એકાદ વખતે મુલાકાત લઈ ખાત્રી કરી જવા ખાસ વિનતી કરવામા આવે છે

**ભીંડી બજાર અથણાવાળાના ઉપર પહેલે માળે.**

**લી૦ શા. કાબાભાઈ માઠા પાલીતાણાવાળા**

**આર્ય વિશ્રાતી ભોજન ગ્રહના માલીક**

વારતાઓના રસિક જ્ઞાન વર્ધક પુસ્તકો.

ચાલુ જમાનાની ફેશનેબલ નવલકથાઓ

# દર્પણ અથવા સુશીલા અને લીલા.

ભાગ પહેલો—ફક્ત એક રૂપીઓ.

ભાગ ૨—૩ સાથે ચાર સોનેરી નામ સાથે રૂ ૧—૮—૦

ટપાલ ખરચ સાથે ૨—૧૩—૦ સટ એકનો ચારજ થશે

આફ્રીકા ઘરાકોએ ૩—૪—૦ બ્રીટીશ પોષ્ટ ઓડર મોકલવો, મલેથી

રજીસ્ટર પોષ્ટથી બુકો રવાના કરવામા આવશે

સુશીલા બ્હેને લીધેલી કેળવણી અને તેના મીઠા ફળ

અને લીલાવંતીએ ઉલટી કેળવણી અને તેને મળેલા

માઠા પરીણામનો ચીતાર

વાંચો

# હાજી બાબાના સહાસકર્મો.

સોનેરી નામ શહીત રંગ બેરંગી કાપડની બાઇંડીંગ્સ સાથે

એકદમ રમુજ આપનારી

એક નવલ કથા.

કીંમત ૧—૪—૦

# નસીરૂદદીન.

એક મુસલાન ગ્રહસ્થની કહાણી તે ઉપરથી મલતો બોધ વાંચન કરો

કીમત આઠ આના.

વધુ પુસ્તકો માટે અર્ધા આનાની પોષ્ટની ટીકીટ બીડી કેટલોગ મંગાવી લેશો. બહારગામ ઓરડરો વી.પી પોષ્ટથી રવાના કરીશું.

ઠકર વસનજી પરમાણંદ બુકસેલર,

ઝવેરબાગ કાલબાદેવી રોડ—મુંબઈ

## અપ-ટુ-ડેટ ! અપ-ટુ-ડેટ !

ના છેલ્લામાં છેલ્લી શોધી કહાડેલી રીતીને અનુસાર
ધોરણો મુજબ નવી નવી તરેહેના, નવી નવી ફેસનના
બનાવવામાં આવતા માલનો નમુનો જરા
જુઓ તો ખરા !

## પસંદ પડે તો ખરીદજો.

અપ-ટુ-ડેટના ધોરણથી બનાવવામાં આવતા માલની
શા ખુબી છે તે જોવા માટે અમારો સરવે
સોખીનોને ખાસ ભલામણ છે.

... .....

પણ નકલ દી માલથી ઠગાતા નહીં.

અમારા માલની સરટીફીકેટ માલ પોતેજ આપે છે.
છુટક તથા જથાબંધ માલ બનાવી વહેંચવામાં
જાણીતી થયેલી જુની

# માહાલે એન્ડ કંપની

વીલાયતી તથા સ્વદેશી ટોપીઓના વેપારી.
મારવાડી બજાર મુંબઈ.

### ઘટાડેલા ભાવો.

ઉંચા માલની બનાવવામા આવેલી બાદશાહી ટોપીઓ,
ઉંચી બનાવટની અસલ રકીન ટોપીઓ

ગએટી કેપ રૂા ૩

તે સીવાય વીલાયતી ક્રીસ્ટી મેકરની બનાવેલી જગપ્રસિધ્ધ હાથી છાપ ની એંગલોર, હંગેરીયન, સાઈકલ વગેરે બચ્ચાઓના ફેનસી ડરેસો, સાચી ઝરીની તેમજ સાદા મખમલની તથા સ્વદેશી બનાવટની હંગેરીયન અને કાશમીર ટોપીઓનો જથો અમારે ત્યા હમેશાં તયાર રહે છે જથાબંધ તથા છુટક પણ આપવામાં આવે છે

---

જાગતી જોત અથવા ભુતોનુ ઘર છપાવી પ્રસીધ્ધ કરનાર મોહનલાલ એચ મહેતા—ડંકન રોડ ઘર નંબર ૩૯ ને માટે, મુંબઇ મધે માલેક અને પ્રીન્ટર લક્ષમણ ગણેસ લોંદે ગીરગામ પોસ્ટની સામેની સદાસીવ ગલીમાં ઘર નંબર ૨૩માં આવેલા પોતાના શ્રી ગણેસ પ્રેસમાં છાપી પ્રગટ કીધીછે.